# અભેમન્યુનો

## ચક્રાવો.

રચનાર.
કવિ, છગનલાલ દાજીભાઇ દ્વિવેદી ઉમરેઠ વાશી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.
ઠે. રીચીરોડ—અમદાવાદ.



અમદાવાદમાં,
ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ જેશીંગભાઇએ
છાપ્યો. ઠે. ત્રણ દરવાજા ચુડીઓળ.

આવૃતી ત્રીજી. પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૦ સને ૧૯૧૩

કિંમત રૂ. ૦—૮—૦

# મહાભારત અઢારે પર્વ (રાગરાગણી)

મહાભારત કવિ દુર્ગાશંકરકૃત. મહાભારતની કથા કરવામાં પંડ્યા દુર્ગાશંકરની રસીલી વાણીથી કોઈ ભાગ્યેજ અજાણ્યું હશે, વ્યાસજીની એવી રસીક અને બોધક છે, ચોપડી વાંચવા લીધા પછી પુરી કર્યા વગર છુટવા મન થતું નથી. વૃદ્ધ તેમજ બાળકને હરકત ન પડે તે હેતુથી મોટા ટાઈપમાં છપાવામાં આવ્યું છે. મહાભારત એટલું બધું લોકપ્રીયછે કે એની જુજ વખતમાં ત્રણ આવૃતીઓ થઈ ગઈ છે. પુસ્તકની અંદર સાત ચીત્રો આપવામાં આવેલાં છે. પાના ૫૬૦ પાકું પુઠું છતાં કી. રૂ. ૧ાા) (પોસ્ટેજ) ૪ આના વધુ.

## ભકતમાળ નાભાસ્વામી કૃત.

આ સંસારની માયામાં જેઓ મગ્ન રહે છે તેઓએ આ પુસ્તક ખાસ કરીને વાંચવું જોઇએ. ઇશ્વર ભક્તિજ પરમ સુખનું પગથીયું છે, ઇશ્વર ભક્તિથી મન નિર્મળ થાય છે, અને ખરા સુખના ધામ ભણી જાય છે. આ પુસ્તકમાં ૧૭૭) ભકતોની અનન્ય ભક્તિ આપેલી છે. પાના ૧૮૮) પાકું સોનેરી પુઠું છતાં કિ. રૂ. ૧) (પોસ્ટેજ) ૩ આના વધુ.

## સકળ શાસ્ત્ર નિરૂપણ.

આ પુસ્તકમાં નિચલા વિષયો આપેલા છે. શીવલીંગ પુજવાથી થતું ફળ માટીના ચીંતામણી પુજવાથી થતું ફળ, વૈદકશાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર, શાલીહોત્ર શાસ્ત્ર, કાવ્યાશાસ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર સંગીતશાસ્ત્ર," જયોતિશ શાસ્ત્ર, શીલ્પશાસ્ત્ર, વગેરે આટલા બધા ઉપયોગી વિષયો એકજ પુસ્તકમાં સાથે આપેલા ભાગ્યેજ બીજા કોઇ પુસ્તકમાં મળી શકશે. જુજ નકલો છે. કિ. રૂ. ૫) પોસ્ટેજ આના ૮ વધું.

## શિવપુરાણ બ્રહ્મોત્તર ખંડ. (કવિ શામળભટ્ટકૃત.)

આ ગ્રંથમાં નિચલા બાવીસ ઉપયોગી વિષયો આપેલા છે. પંચાક્ષર મહાતમ્ય બીલીપત્ર મહાતમ્ય, પાપાચણી ઉદ્ધાર, શિવદર્શન વર્ણન, શિવ સ્થાપન વર્ણન શનીપ્રદોષવર્ણન, પ્રદોશનિત્ય પ્રદોશ, ભદ્રાયુ રૂષભ સંયોગ, શિવકવચ મહિમા ભદ્રાયુ વિવાહ, વિભુતિમહાતમ્ય, વિભુતિ યોગભ્યાસ, ભસ્મમાહિમા, વિભુતિ અંજન, ઉમામાહેશ્વરવ્રત, ઉમામાહેશ્વરવ્રત માહતમ્ય, મૃત્યુંજય જપ, કથાશ્રવણ' વગેરે વિષયો આપેલા છે. મહાભારત અને રામાયણના જેવું રસીક કાવ્ય શામળભટની રસીલી વાણીથી લખાએલું ફક્ત આજ શિવપુરાણ છે. પાકું સોનેરી પુઠું છતાં કી. રૂ. ૧ પોસ્ટેજ ૩ આના વધું.

**બુકસેલર. સાકરલાલ બુલાખીદાસ.**

**રીચીરોડ—અમદાવાદ.**

# અભિમન્યુનો ચક્રાવો.

## કડવું ૧ લું. રાગ સાખી.

વશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુંજને સંભળાવું,
કાવાનો મહીમાય. ૧ અરજુનજી પાતાળે ગયા છે, તાડુકી દહીતને હણવા; કૌરવ
પ્રથવી વીશે રહ્યા ઉંમગે ઉખણવા. ૨ તંબુમાં જઈ દુર્યોધને, તેડયા મારથી
ગુરૂ સહીત બેસાડીને, કરવા લાગ્યો બોધ. ૩ ઓકે ગુરૂજી ઓરે ગુરૂજી,
આપણું યુદ્ધ આદરવું; ફાવશે વઢતાં નર નહી માટે, કાલે આરંભ કરવું. ૪ લાગ
ભલો છે શતરૂને હણવા, માટે ખેલ બતાવું; દ્રોણ કહે તું મરે તોયે રણસ્થંભ નહીં
આવું ૫ અરજુનને મેં વીશ્વાસ દીધો, ત્યારે ગયો પાતાળ; માટે રણસ્થંભ યુદ્ધ
ન કરૂં, ધૃતરાષ્ટના બાળ. ૬ તવ દુર્યોધન રડી પડીયો, આરંભો યુદ્ધ માબાપ;
તમોએ પ્રતિજ્ઞા કરી છે, તે સહુ મુજને પાપ. ૭ દ્રોણ કહે ફાવે તે કહે પણ, તે
નહીં કરૂં બુધ; તે કરતાં તારી મરજી હોય તો, આરંભુ કોઠા યુદ્ધ. ૮ દુર્યોધન
કહે તે યુદ્ધ કેવું, કહો માંડીને વાત; ગુરૂ કહે કે વઢવા માટે, રચવા કોઠા સાત. ૯
મંત્રવડે તેને રચવાના, પહેલો પાષાણકેરો; લોહ વજરનો બીજો છે, ને ત્રીજો છે
ત્રાંબાનો. ૧૦ ચોથો પાંચમો રૂપા સોનાનો, સપ્ત ધાતુનો છઠો; સાતમો છે છાણ
માટીનો, એ જીતે તે હઠો. ૧૧ પહેલે સોને બીજે બસેં; એમ ચઢતાં છે દ્વાર;
શાતમે કોઠે દ્વાર સાતસો, ત્યાં યોદ્ધા સાત હજાર. ૧૨ તે પ્રમાણે ધજા શીખરો,
ચઢતા ચઢતી હોય; રહે મોખરે એક મ્હારથી, તૈયાર થાવ સો કોય. ૧૩ દુર્યો-
ધન કહે ધન મહારાજા, વિચાર કીધો સારો; અરજુન તો અહીં છે નહિ, સાધ્યો
મનસુબો મારો. ૧૪ દ્રોણ કહેછે પહેલે કોઠે, ઉભા રહેવું મારે; બીજે કૃપ, ત્રીજે
અશ્વત્થામા, ચોથે કરણ ધારે. ૧૫ પાંચમે તું રહે દુર્યોધન, છઠે રહે શલરાય; સા-
તમે તો જયદ્રથ રહે, એ રીતે કોઠાય. ૧૬ નક્કી કરીને પત્ર લખીઓ, પાંડવદળમાં
સાર; સ્થંભ યુદ્ધ તો બંધ કરીને, કોઠાયુદ્ધ નિરધાર. ૧૭ અરજુન સાથે કોલ કી
ધો, માટે થંભ ન આવું; કોઠાયુદ્ધમાં કાલે આવો, તો વિર તમને કાવું ૧૮ બી
ના લખી કોઠાની તેમાં, પછી મોકલ્યો દુત; ના આવો ક્ષત્રીવટ ખુવો, એ પાંડુ-
ના સુત. ૧૯ પાંડવકેરી સભા મધ્યે, દુતે દીધો પત્ર; ધર્મે આપ્યો નિકુળકેરે, કર
મ તો તંત. ૨૦ વાંચી પત્ર વિચારે પડીયા, બીડું બનાવ્યું એક; ભરી સભામાં
મેલ્યું, કોઈ રાખે ટેક. ૨૧ પણ તેતો કોઈએ નવ લીધું, પડી રહ્યું તે
[illegible] વાગી એક ૨૨ ધર્મને આવ્યાં ઝળઝળીઆં

છે તેવું; વાજું બંધ કરીને બેઠા, જાણે મરવા જેવું. ૨૩ વને બેઠો, સુણ્યાં ન વાજાં કાન; બેટારગચ્છને કહેવા લાગ્યો, દીસે છે ચાલો આપણ સભામાં જઈએ, શ્વાસ ભર્યા પરવરીયા; ધર્મ સભાના થી રથેથી ઉતરીયા. ૨૫ સર્વેને ઉદાશજ દેખી, માયાવી બેસી ગયો; માટે અભેમન્યુ, ત્યાં આવી ઉભો રહ્યો. ૨૬ શું ન શુંનાકાર સરત્ર છે, કી લીધા હાવ; અભેમન્યુને ઓછું લાગ્યું, પિતા વિણ નહિ હહાવ. ૨૭ મુખ ઉતરી પાછો ફરતો, તેતો સમજ્યા ધર્મ; રીસાળવોછે રીસાઇ જાયે, સમજાવો વીરા મર્મ. ૨૮ આંસુ લુછી ભીમ ઉઠ્યો, મુખ બોલ્યો વચન; આ વેળા શું માન્ય મારો, પ્યારો સંતાન. ૨૯ તાત ગયા પાતાળ તારા, જોડે નંદકીશોર; સોમણ તેલ દીવા વિના, છે અંધારૂં ઘોર. ૩૦ પત્ર લખ્યો દુર્યોધને, આણીને કુબુદ્ધ; હરામખોરે ઉંભું કીધું, લઢવા કોઠાયુદ્ધ. ૩૧ તેતો કોઇ જાણે નહિ, બીડું રહ્યું પડી; તેથી તમને ન બોલાવ્યા, ચિંતા સહુને અડી. ૩૨ તે સુણી અભેમન્યુ ચાલ્યો, બહાદુર બાળ ન ચુકયું; મધ્ય સભામાં બીડું પડયુંતું, તે લઇ મુખમાં મુકયું. ૩૩ છ ભાગનું બીડું કરડી, સાતમો જે ભાગ; સર્વ સભાને દેખાડીને, પાછું મુકયું પાગ. ૩૪ તે પછી પોતે બોલીયો, મુજ માતાએ જણીયો; તે સમે તેના ઉદરમાં, છ કોઠા હું ભણીયો. ૩૫ સાતમો શ્રી મામા કૃષ્ણે, મને નથી ભણાવ્યો; એટલો કોઠો રાખો માથે, ભેદ હતો જણાવ્યો. ૩૬ તે સુણીને ભીમ બોલ્યો, મનશું કરી વિચાર; છાણ માટીનો તે કોઠો છે, તે ભાગું હું સાર. ૩૭ એવું બોલી ઉઠયો પોતે, મનમાં ધારી રીસ; પડયું પાન લીધું મોંઢામાં, સાતમો મારે શીશ. ૩૮ એટલે સર્વ સભા થઇ રાજી, વાજાં ચાલતાં કીધાં; બીડું ચાવી ગયો તંબુ, કારજ સર્વે સીધ્યાં. ૩૯ તવ સુભદ્રા પુછે માડી, એ મારા સંતાન; કોણે કોડાનું બીડું લીધું, ગડગડીયાં નિશાન. ૪૦ અભેમન્યુ કહે એ માતાજી, શુરાતન મેં કીધું; જો મુખ મારૂં રક્ત થયુંછે, બીડું યુદ્ધનું લીધું. ૪૧ વલણ. બીડું લીધું માવડી, યુદ્ધે જાવું કાલ રે; દાસ છગન કહે સાંભળો, માડી થઇ બેહાલ રે.

## કડવું ૨ જું. રાગ સવૈયા.

અભેમન્યુએ મુખ બતાવ્યું, માઠા થયા શુકન; કાગ કકળીયા તંબુ ઉપર, ક્ષણ ફરકયું નયન. ૧ એટલે ફાળ પડી સુભદ્રા, આ ખેલ કોણે મચાવ્યો; ઘર મારૂં ઘાલવા બેઠા, નીસાસીયો કોકાવ્યો ૨ હૃદય ફાટે રામા રૂવે, રહે જરા નવ છાની; મુખ ઉઘાડે માથું કુટે, નહી દીકેલી પગ પહાની. ૩ તે નારી મર્યાદા મુકી, કરે બંધ; આંસુ છુટે છાતી કુટે, કીધો ઝાઝો ધંધ. ૪ આવી સભામાં ક્રોધ કરેલી શ્વાસ; રક્ત લોચન રામા દેખી, ધરમ પામ્યા ત્રાસ. ૫ છુટે કેશ

. મારો, એનો પિતા ગયોપાતાળ; તેથી કરી મશાવી નાખો, કર્યાં
. ૭ ધિક્કાર જેઠ ધરમ તમને, શાના છો સત્યવાદી; પારકાં છોકરાં
,, પોતે ભોગવો ગાદી. ૮ ધિક્કાર સેદેવ દીયર તમને, ફરો ટીપણું
.ઠાવિદ્યા ના જાણો શું, નામ ધર્યું શીદ જોશી. ૯ લંગોટી વાળી વન જા-
ભસ્મજ અંગે ચોળો; તમ વિદ્યા તો નાશીગઇ ને, પોથાં જળમાં બોળો.૧૦
.ક્કાર નિકુળ દિયર તમને, છુટી પડી વરણાગી; છોરૂ ચડાવી પોને બેઠા, છેલ્લા-
ઇમાં લાહ્ય લાગી. ૧૧ ધિક્કાર જેઠ ભીમ તમને, પહેરી ઘાઘરી આંજો મેશ; ખઇ
ખાઇને દીલ વધાર્યું, ભાદરવાની ભેંશ. ૧૨ ભીમ કહે મુજને નવ કહેતી, હું જ-
વાનો સાથે; મેં મારો ભાગ લીધો, સાતમો કોડો માથે. ૧૩ એટલે અતિ આકળી
થઇને, વદી સુભદ્રા વાણ્ય; મારા બાળકને સમજાવો, નહિતો કાઢીશ પ્રાણ. ૧૪
સ્ત્રીહત્યા તો આપીશ તમને, નહિ પડવા દેઉં સાંસો; એમ કરીને મુસ્તક કેશે, ગ
ળે ઘાલ્યોછે ફાંસો. ૧૫ થરથર રાજા ધરમ ધુજ્યા, સાંભળ બાઇ વચન; ધીરજ
ધર તું નહિ જાય જુદ્ધે, રોકુ તારો તન. ૧૬ એમ કહીને અનુચર દોડાવ્યો, બો-
લાવ્યો અભિમાન; તેડી સભામાં ધર્મે કીધું, સાંભળને સંતાન. ૧૭ તારી મા બહુ
કલેશ કરેછે, થઇછે વિપ્રીત મતિ; માટે તારે જુદ્ધ જવાનું, દીકરા કાલે નથી. ૧૮
કહે અભિમન્યુ વડીલકાકા, બીડું ચાવ્યું મેં આપ; કાલે યુદ્ધ નાજાઉં તો, બ્રહ્મહ
ત્યાનું પાપ. ૧૯ મુજ માડીનું પેટ લાજે, લાજે અરજુન તાત; નારીનો સ્વભ.વ
એવો, છો રડે એ માત. ૨૦ કહ્યું કોઇનું નહિ માનું, માટે ન કહેશો અતિ; ભરી
સભામાં પાન ચાવ્યું, કોયલા ચાવ્યા નથી. ૨૧ એવું બોલી સુત નાઠો, આતમ
તંબુએ જાય; સુભદ્રા કહે જેઠ મારા, હવે વલે શી થાય. ૨૨ એટલે બોલ્યા સેદેવ
પ્રત્યે, નિજ યુધિષ્ઠિરરાય; ત્રીકાળજ્ઞાની જોશી મારા, બતાવો કંઇ ઉપાય. ૨૩
કહે સેદેવવીરા મારા, જો હોય ભાગવું દુઃખ; તો એ ત્રી નારી તેડાવો; દેખાડો
ઓત્રા મુખ. ૨૪ મુખ ઓત્રાનું એ જોશેતો, નીકળે નહિ ઘરબાર; માટે તેને તો
તેડાવો, વેરાટની બાળ. ૨૫ ચાવ્યું બીડું ગળી જવાનો, નહિ લે યુદ્ધનું નામ;તે
માટે સૌ કારજ મુકી, હાલ કરો એ કામ. ૨૬ કહે યુધિષ્ઠિર સેદેવ વીરા, બતાવ્યું
ઠીક જેમ; શત જોજન છે વિરાટનગરી, તો આવી શકે કેમ. ૨૭ જતાં આવતાં
ગાઉ આઠસેં, કહો તે કેમ ફાવે; એક રાતમાં નગર જઇને, કો' કેમ તેડી આવે.
૨૮ કહે સેદેવ મોટાભાઇ, શામાટે ગભરાવો; સાંઢ જઇ સપારે આવે, રાયકાને તે-
ડાવો. ૨૯ સુણી એવું કરી આજ્ઞા, ઉઠોને છડીદાર; સારા રાયકાને તેડીલાવો, લગ્ર
ન લાગે વાર. ૩૦ એટલે ઉઠ્યા દશ વીશ દાસો, રાયકા લેવા જાય; શોધી
લાવ્યા, બાર રાયકા ત્યાંય. ૩૧ રાજાએ કાનો રૂપો રતનો, એવાં

તો એક, આજ્ઞા આપો ચાર જણા છે, લાવું કરી વિવેક. ૩૩ એ
જણને, તેડો મારી પાસ; લઇ આજ્ઞા ધરમકેરી, ગયો તેડવા દાસ. ૩
સભામાં રાયકા, તેડેછે રાજાનરે; દાસ આગન કહે રાજે રાયકો, ગયો રૂ

## કડવું ૩ જું. રાગ ઝીંઝોટી.

રાજેરાયકો આગળ ચાલ્યો, સભાતણે અનુદીન; ધર્મ સામે આવી ઉભો રે નજર સ્વામિન. ૧ જુહાર પહેલો કરી બોલ્યો, મુજ સરીખું કામ; ધરમ કે વૈરાટે જઇ, લાવ ઓત્રા આ ઠામ ૨ રાજેરાયકો એણીપેર બોલ્યો, રાજાજી અ વધાર; સોળહજાર છે સાંઢયો મારે, કહેતાં નાવે પાર. ૩ આજ્ઞા દો તો જઉં એ ત્યારે, કાલે સાંજે આવે; સુભદ્રા કહે એ નહિ, બીજાને બોલાવો. ૪ કાનો આવી જુહાર દેઇ, લાગ્યો રાજા પાય; ધરમ કહે વૈરાટે જઇ, ઓત્રા લાવો યાંય. ૫ કાનો કહે અત્યારે જાઉં, લાવું કાલ બપોર; એ નહિ એમ કહે સુભદ્રા, બ્હાર કાઢો આ ઠાર. ૬ રૂપો આવી જુહાર કરી, લાગ્યો ધરમ પાય; કામ બતાવો રાજા મારા, જે મારાથી થાય. ૭ ધરમ કહે વૈરાટે જઇ, ઓત્રા તેડી લાવો; રૂપો કહે અત્યારે જાઉં, પોર દીનનો દાવો. ૮ સુભદ્રા કહે એ નહીં ફાવે, હવે શો ઉપાય; રત્નો તેડી સેવક લાવ્યો, સભા વિમાસણ થાય. ૯ રત્નોરાયકો આવી સભામાં, પહેલો કર્યો પરણામ; મંડીલ બાંધ્યુ માથે મોટું, મુખ બોલ્યો તે ઠામ. ૧૦ હું હે રાજા હું હે રાજા, હુંય પડયું હે કામ; આ ઠેકાણે આણીવેળા, બોલાવ્યો હું કામ. ૧૧ રાય ધરમ કહે રતારઇકા, વૈરાટનગરે જાઓ; ઓત્રાવહુને તેડીને, કાલે ક્યારે આવો. ૧૨ રતોરઇકો એણીપેર બોલ્યો, રાજાજી અવધાર; ચાર હજાર ખાંડરૂં મારે, કહેતાં નાવે પાર. ૧૩ સવાર થતાં તેડી લાવું, એ હે મારૂં કામ; જો કદીહું ના આવું તો, ફેડો મારો ઠામ. ૧૪ ત્યાં સુભદ્રા ખુશ થઇ કહે, જા ભાઇ તેડી લાવ; જોજે જુડો પડતો ભાઇ, કાલ સવારે આવે. ૧૫ સોનાકડાં છે હાથમાં, આંખ ચડી ગઇ શીશ; મુછ મરડતો બોલીયો, આવી ઘોળે દીશ. ૧૬ પવનગમની સાંઢ મારે, કંઠે ઘુઘરમાળ; હુલાવી આકાશ જાયે, પીયે જળ પાતાળ. ૧૭ સુભદ્રા કહે પાહોરસુધી, કરીશ કુંવરને વાર; વાયદો જુઠો ના પડે લે મોતીનો હાર. ૧૮ પવનગમની ક્યાંછે તારી, બોલ્યે પડશે ફેર; દિન હવે રહો નથી, ભાનું બેશે મેર. ૧૯ એવે બોલ્યો રાયકો, ઘેર જઇ લઇ આવું; પત્ર લખી ત્યારી કરો, એવામાં હું આવું. ૨૦ પહોરદીનનું સાટું કરૂં, તેડી લાવું આ ઠામ; સુર્યોદયની પહેલાં આવું, તો મુજ રત્નો નામ. ૨૧ સુણી એવું સુભદ્રાને, વળ્યો મન આરામ; સુર્યોદય પહેલાં જો આવે, આપું હું દશ ગામ. ૨૨ ત્યાંથી ચાલ્યો રાયકો, ગયો પોતાને ઘેર; ૧ સાંઢ લેઇ, આવ્યોઆનંદભેર. ૨૩ અંગે ઉંચી લાંબડી, છે હાડાનો આ

જેવી ન મળે બીજી, નહી જવાદેઉં એને. ૨૫ પત્ર લખાવ્યો ધ- તખી તેમાંય; સગુણી ઓત્રા જમી કોગળો, આની કરજો હાંય. ૨૬ .ની સહી કરી, વિરાટ યુધિષ્ઠિરરાય; રવાને કર પત્રજ આપી, ત્યાં કર્યો ૨૭ દીનમણી ત્યાં મેર બેઠા, થયો સાંઢે સવાર; વહેલો આવીશ કહી હં- ,, વા વેગે તેવાર. ૨૮ વાયુવેગે ઉછળી તે, લાંબાં ડગલાં ભરતી; પવનગમની ઝર સપાટે, અંતર ટુંકું કરતી. ૨૯ વૈરાટે છે ઓત્રાકુંવરી, ને સુદ્રષ્ણા માત; મ- હેલ મધ્યે શયન કીધું; પહેલા પહોરની રાત. ૩૦ સ્વપ્ન આવ્યું એ ટાણે, ત્યાં ઝબકીને જાગી; માતને બાઝી પડી, ડુસકે રોવા લાગી. ૩૧ વલણ. ઝબકીને ઓ ત્રા તો જાગી, કરતી આંસુપાતરે; દાસ છગન તે સ્વપ્નની, કહે માતાને વાતરે.

## કડવું ૪ થું. રાગ પરજ દેશી લ્હેકણી.

અરરર હો માવડીરે, મુને લાગ્યું છે સ્વપ્ન; હવે હું શું કરૂં રે, કાંઇ દીસે છે વિઘન. અરર હો મા૦ પરથમ ઉંઘનું રે આવ્યું સ્વપ્નું આજ, અરરર હો હોરે, કહેતાં કહ્યું જાયે કાજ અરર હો૦ હું ને મારો નાથજી. બે નિકળીયાં વંન, ન જેયું ન સાંભળ્યું રે એવું થયું છે વિઘન અરર હો૦ એક નદી ત્યાં આવતીરે, તે જાવાને પાર; નાવડું એક હતું રે, બે બેઠાં તેમાં સાર. અરર હો૦ મધ્ય નદીએ ગયાં રે, ત્યાં જાગ્યું મારૂં પાપ; નૌકુ ભાગી ગયું રે, નાથ તણાયા આપ. અરર હો૦ તરી કરી હું નીકળીરે, જળની સામી તીર, મુજ પતિ બુડીયોરે, હૈડું ના રહે મુજ ધીર. અરર હો૦ હેવાતણુતો ગયું રે, ન રહ્યું મુજ હાથ; રડી રડી હું થાકતી રે, કુટું છાતી માથ. અરર હો૦ એવું સ્વપ્ન આવીયું રે, શું હશે વિઘન; નાડીઓ ઉછળેરે, થાય આકળવિકળ તન. અરર હો૦ મા કહે મુજ દીકરીરે, છાની રહેને આજ, તુજ રક્ષા કરેરે, ભવાની રાખે લાજ. અરર હો૦ હોરે છાની રહેને આજ, તારૂં સ્વપનુ સુકે લાકડેરે, સ્વપનુ પડો સમુદર બેટ, શીવ રક્ષા કરોરે, સ્વપનુ પડો ગોઝારી પેટ. અરર હો૦, એમ કહી આંસુ લુછીયાંરે, જેમ તેમ છાની રાખી બાળ, સયન કરાવીયું રે, ત્યાં થયો મધ્ય કાળ૦ અરર હો૦ દોહરો. મધ્ય રાત્રીએ જાગતાં, વળી ધરૂજ્યું છે અંગ; બીજું સ્વપનું લાધીયું, ઝબકી રડે અભંગ

## કડવું ૫ મું. રાગ ચાલતો.

અરરર હો માવડીરે, બીજી ઊંઘમાં સ્વપ્ન, અઘોર સ્વપ્નું આવીયું રે, શું હશે વિઘન. અરરર હો. સ્વપ્નુ બીજી ઉંઘનું રે, હું ને મારો કંથ, વનવગડે ગયાંરે, ત્યાં વછોડી વંન પંથ. અરરર હો. તોય હું પુઠે પડીરે, કરજોડી કરગરતી, હવ બળતો ચીયારે, ત્યાં શું થઇ છે ગતી. અરરર હો૦ ટળવળતી મને કરીરે, ઝંપલાવ્યો ના-

રંડાપણુ આવ્યું ત્યાંય, એવું સ્વપ્ન આવીયુંરે, હવે જઇએ ક હૃદય દાબી દીકરીરે, છાની રહેને આજ. શીવ રક્ષા કરોરે, હોજો સ્વપ્નું પહોરે જ્યાં હિમાળો હેમ. અરર હો. ” તુજ સ્વપ્નુ જજોરે જે ઝેર, તુજ સ્વપ્નુ વળોરે નિંદાભવાને ઘેર. અરર હો. ” તુજ સ્વપ્નુ જ દગા ખોરો હોય જેહ, પડજો વળી તે પુરૂરે, વિશ્વાસઘાતી જેહ. અરર હો. ત્રીજે ચોઘડીએ જાગતાં, રડી પડી રસ રંગરે; ત્રીજું સ્વપનું લાગીયું, કર તે આક્રંદરે.

## કડવું ૬ ઠું રાગ ચાલતો.

અરર માવડીરે, શું આ બીજા પોરે સ્વપ્ન, નષ્ટ અતિ નિરખ્યુંરે, હો માતા અંધન. અરર હો. કહેતા કહેવાય નહીરે, ન જાય વરણવતાં વાત; પતિ રૂપ ફરી ગયુંરે, જાણે હોયે ભુતનો ભ્રાંત. અરર હો૦ બીક લાગી મુજનેરે, વળી પડયું આશ્ચર્ય, સવાર મહીષ ચડગોરે, કંઠ પહેર્યા કરેણા હાર. અરર૦ લોહશણુગાર સજ્યારે શીર સવડી ધીકે અંગાર, મનુષ્ય મુસ્તક માળ કંઠમાંરે, વદન રૂધિરની રેલ. દોહા. રૂધિર રેલ અંગ મુખપર, દક્ષિણદિશમાં જાય; ઠીબ માંહે ખીર ભરી, રોટલો બોળો ખાય. ભુત ભૈરવ આગળ નાચે, વંતરી ચુડેલ, બ્રહ્મ રાક્ષસ ને કાળ ભૈરવ બીહામણા બંડેલ શીરપર સમળી સીંચાણા, ભમે કાળા કાગ; એવું સ્વપ્ન આવીયું, તુજ જમાઇને માથે. કહી રડે ધ્રુસકા કરી, હિક્ક આવે હૈયા માંહ્ય; છાની રહે હે ! બાળકી, હૃદયે ચાંપી ત્યાંય. સામેરી. પાણી વાળી ઉતારી નાંખ્યુંરે; મુખ વચન એવું ભાખ્યુંરે; તારી રક્ષા કરો હે ભવાનીરે, એક તારી આસા મેં જાણીરે. તારૂ સ્વપ્નું સમુદર બેટરે, રાંડ ગોઝારીને પેટરે; સુકે ઝાડે શમણું પડજોરે, તુજ વેરીને જઇ નડજોરે. તને કુશળ રાખે કીરતારરે, વધે હેવાતન તુજ સારરે, ચોથી ઉંઘે જાગી તેહરે, કહે દાસ છગન તો જેહરે. દોહા. ચોથું ચોઘડીયું લાધીયું ઉંઘ પુરી થાય; સ્વપનું લાગ્યું તેહની, શું કહું પીડાય ઝબકી જાગી ઓતરા, રૂએ હૃદયા ફાટ, શ્વાસ ખાએ નહિ રૂદિયે, સુરવહે સોંસાટ. પ્રત્યક્ષ દીઠું પારખું, ખરેખરૂં તે આજ, સતવંતી જે નારી છે. તેને ભાસે સાજ.

## કડવું ૭ મું રાગ સામેરી.

મુજ સસરા ગયા પાતાળરે, જોડે મામાજી ગોપાળરે; રડયા કૌરવ કેડે મચીયારે, તેણે કોઠા યુદ્ધના રચીયારે. કોઠા રચ્યા છે ગુરૂદ્રોણરે, ધર્મસભાએ કર્યું પ્રાણરે, બીડું બાસઠ પાન બનાવ્યુંરે તેતો તારા જમાત્રે ચાવ્યુંરે. તેથી મારી સાસુઆણું કાવેરે, મને રાયકો તેડવા આવેરે; મને એવું સ્વપ્ન આવ્યુંરે, મન મારૂં ઘા

” દોહા ધીરજ આપે માવડી. પુત્રીને તે કાળ એ... ” ...

...સાર. રાજપામે રંક જંન, વંઝા પ્રસવે પુત્ર; નિરધનીએ વેન પામે, ... ધરસુત્ર, હાલો હાલો કહી ઝુલાવે, જાગી જુએ શું હોય; એમ ગભરા... નહિ, સપનાં સત્ય ન હોય. ભુખ્યો ખાએ લાડવા, મુંગો ભણે વિદ્યાય; જાગી ... જાયતો, મોઢે નવ બોલાય. સ્વપ્ના માંહે એક કુંવારો, તે પામ્યો કન્યાય; જાગી જોવા જાય તો, ઉશીકું દેખાય. ચોપાઇ સ્વપ્ને નિર્ધન પામે ધન, હુંડી વિદેશે માંને અન્ન; ઘેર ગુમાસ્તા એક હજાર, ઇજત ઝાઝી વાધી સાર. અવનીમાં વાધ્યો બહુ ટેક, જાગી જુએ નહી કોડી એક. સમજાવું શાણી દીકરી, સ્વપ્નાનો શો વિશ્વાસ; ગભરાઇએ નહી દીકરી, હરી કરાવે ખાસ, છપ્પો. જેને રૂઠે રામ, તેહનું કાંઇના ચાલે; જેને તુઠે રામ, તેહનું સૌજન તાણે, જેને ત્રુઠે રામ વ્હાણુ વિદેશે ચાલે; જેને ત્રુઠે રામ, તેહ ઘર લક્ષ્મી માણે વળી જેને તુઠે રામજી, તેનું સરવે થઇ રહે; દાસ છગને કેહ રામ રૂઠે, સ્ત્રી સુત તેને તવ ચહે, દોહા, બહુ રીત સમજાવીને, જેમ તેમ વાળ્યું મન; ૫૫નાં સાચાં હોય નહિ, ઓરે મારી તન. બેશ હું સાથે વાતમાં, સુતી નહી લગાર; કર્તા શ્રી કીરતાર છે. આ જગતનો સાર. બાજીગરના ખેલ સમ, આ ખેલે સંસાર; દોરી હરીના હાથમાં, સરવેની નીરધાર. લખ્યું નસીબે થાય છે, મીથ્યા હરખ શોક; મારૂં કરીને મેળવી. મુર્ખા જાય જમલોક એવી. વાતો ત્યાં કરો, રોકયું ઓત્રા મન; દોઢ રાત્રી ત્યાંરે ગઇ, આવી સાંઢય સદન. જે નીકળ્યો તો રાયકો, તે આવ્યો વૈરાટ; ઠોકયો દરવાજે તહીં, ઉઘાડ હે દરવાન, કુરૂક્ષેત્રથી આવીયો, વાર થાય છે જાણ; કે' દરવાન કુંચી નથી લાવું જઇને મહેલ. ત્યાં લગી ઉભા રહો; આ આવું હેલહેલ; દરવાને જઇ મહેલમાં ઘાંટો કાઢયો સાર. સાંઢ આવી કુરૂક્ષેત્રથી, પત્ર લઇ નિરધાર; કે'છે ઓત્રા તેડવા, આવ્યો છું આ ઠાર. સહી કરી વૈરાટ ને, ધરમરાય આ વાર.

## કડવું ૮ મું રાગ સામેરી ચોપાઇ.

સુણી સુદ્રષ્ણા સાંસે એમ, કુંવરીનું હોય કેમ, સત્ય બોલવું એનું થયું, મારૂં વિચાર્યું નિષ્ફળ ગયું. પડી સુદ્રશણા ચતાપાટ, શુદ્ધી રહી રહી ના લખ્યું લેલાટ; ઓત્રા જોઇ થઇ બેહાલ; ચીંતા વાધી અપરંપાર. વાર થઇ તેમાં ઘડી એક કુંચી શોધી આપી નેક; હવે દરવાજે થઇ શી પેર, રાયકો વિચારે તે ડેર. વાર થાય મુને સાર, પાછું જાવું કોસ ચૈંચાર; પવનગમની સાંઢ માહરી, થેકી કોટ જાએ ધરી. અહીંયાં શીદને ખોટી થાઊં, હું રાણીને મહેલે જાઉં; એમ વિચારી વાળી ... લીધી પાછી લીધે દોઢ. લલકારી ગમની પવન, બે ડગલે ઉડી ગગન; કોટ ... માંહે પડી, રાજ મહેલે તે જઇ ચડી. ઓત્રા કુંચી આપે નેક, રાયકે પત્ર ... કહે રાયકો સુણો બેન, મારી સાથે ચાલો રેન. સુરજ ઉગે જઇએ ... આવ્યું ચડે રણ

ધાર. તવ ઓતરા ઘરમાં ગઈ, ફાળ પડી ઉદરમાં [illegible] પત્ર વાંચીને કહી વાત, બોલી સુદ્રષ્ણા મુખ એમ કાગી [illegible] કેમ, ઓત્રા મુખે વાણુ, માતા કેમ થઈ અજાણ. જો જીવે તુજ [illegible], તો તો હુ પુજનિન પાત્ર, હાલ જેવું હીત ધારજે, ઉમરકા મનના સારજે કદી કરીશ નહિ કલપાંત મન સદાય રાખજે શાંત, ડા'પણ રાખી કરે વિદાય, એનો હું માગું છુ માય. બોલી સુદ્રષ્ણા સુમતી, રાતે મોકલવાની નથી; થવા કાળ તે થાશે સહી, તુતો બેશીરે' ઘર મહીં. વલણ. માત વચનને સાંભળી, પડી પેટમાં ફાળરે હાસ છગત ત્યાં માતને કહેવા લાગી બાળરે.

## કડવું ૯ મું રાગ સામેરી સાખી.

વૈશમપાયન એણી પેર બોલ્યા, સુણુ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું. ચકાગઢ મહીમાય બોલી ઓત્રા મારી માડી, કાંઇ કરો વિચાર; મીથ્યા મમત મનમાં રાખી, બગાડે અવતાર. સાસરે જાતાં શું માઠું છે, મુમત મુકોઆડા; શુભ હશેનો સાસરવાસો કરવાના બહુ દહાડા.પુત્રીને સાસરીયેજાતાં માતા જણવે લાડ; ન મોકલે ને પાસે રાખે તેતો બુદ્ધી બિગાડ. કહેશે કે મુજ પેટ સમાઈ, હાંડીમાં સમાશે;ધીક્કાર તો છે તેની જનેતા શુભ ઇચ્છે નહિ વાસ. પુત્રી જાએ સાસરે ત્યારે વળાવવાને જાય; મીઠું બોલી બાળ રડાવે, રડવા લાગે માય. રડતી જાય તે ખબર મુઆની લઈને આવે ઘેર; સમજુ હોયતો કલેશ કરે નહિ સમજે રૂડી પેર. એવું કહી માતા સમજાવી ત્યારે બોલી રાણી; જેવો તેવો સાસરવાસો. આપું હુંતો આણી, એમ કહી છડીદાર તેડાવ્યા, વેપારી બોલાવો કડીયા ફડીયા કાપડીયા ને, સોની ચુડગર લાવો. ઘાંચી મોચી સૈ લુહાર ને કંસારા લાવો સ્વારે જૈ સૌને બોલાવ્યા. કાપડીઆ કપુરચંદ સરૈયા સદુપચંદ, ચુડગર ચતુરચંદ સોની તો સરૂપચંદ, ગાંધી તો કપુરચંદ એ તો સર્વે આવ્યારે. રાજ મહેલમાં આવીયા સહુને મન આનંદરે, સુદ્રષ્ણા કે' માલ કાઢી, દેખાડો સૌ જનરે ઓત્રા બેનતો જાય સાસરે શુભ શુકન તું આપો; કપુરચંદતો કાપ કાઢી વિખાણે નિજ માલરે; કાળાં ગજકણ કાઢી ધરીયાં શુકનમાં ધમાલરે પ્રથમ શુકનમાં આશું કીધું તિરછકાર્યો તે વાર, સદુપચંદ કંકુ માટે, કાઢયો દાબડો સાર. જુઓ આ બહુ ઉત્તમ સારૂં, છે ઝીણામાં ઝીણું ભુલ થઈને ડબો મેશનો, શુકન હીણમાં હીણ જોઈ સુદ્રષ્ણા ચડી કોપમાં, કહી કંકુ ધરી મેશ; એને તો અહીથી નસાડો, માં પગનો ઠેશ. બે ચાર બંદુકીયા ત્યાંઆવ્યા રગદોળ્યો સરૈયો;ઓત્રાએ વિચ્ચે પ મુકાવ્યો, તવનાઠો સરૈયો. કહે ઓત્રા કર્મ મારૂં ભવીશમાં થવાનું તેવું; તેવું તું જાણે, એ તો સાક્ષરબાનું. મિથ્યા ક્રોધ મારો તે ફોકટ, ચતુર ચુડગર બો

માલ શુકનમાં દેવા, ૨

તું હૈયું; સારા સારા ચુડા આપું, હેવાતણુ ઉધરૈયું. એ વેપારી મૂરખ જેવ એ આ રાતો ચુડો; કર નાંખી કોથળેથી કાઢયો, તો તે કાળો ભુંડો. તેને તો પણ મારવા, માંડયો છે તે કાળ; આપી પરસાદી ઘણી, તે નાડો બેહાલ. એણે જઇ સારો લઇ આવી, તે ઓત્રાને આપ્યો; ઘરેણું ગાંઠું આદિ વસ્તુ, તેનો બચકો બાપ્યો. તે તો આપ્યો રૈકાને કર, માગુ લે વિદાય; આજ્ઞા આપો હેત આણી, કે સરવે શુભ થાય. કે, સુદ્રષ્ણા પુત્રી મારી, તને જવાનો પ્રેમ; મધરાત્રીએ આણું આવ્યું, જાવ જીભે કહું કેમ. એમ કહીને બે કર સાહી, પુત્રી હૃદયે ચાંપી; ઓ લાડકડી કેમ જવા કહું, જા હવે ઇહાંથી. આંખે તો ઝળઝળીયાં આવ્યા. રડે રૂદયા ફાટ; બોલવુ કરવું કાંઇ ન સુજ્યું, નેત્ર વહે ચોધાર.

## કડવું ૧૦ મું દોહા ઢાળ.

કહે ઓત્રા અહો જનેતા, શીદ કરે છે વાર; મારે મારા કંથ વિયોગે, ષટ્ થયા અવતાર. જન્મ સાતમો આછે મારે, અહો માડી મારી; રાણી કે' તને કયમ સુઝયું, તે કે મારી લાડી. ઓત્રા કે'છે સુઝી આવ્યું, ઇશ્વરની ઇચ્છાય, કે, સુદ્રષ્ણા તે તો મુજને, પછી દઉં વિદાય. બાળા કે મુને વાર થાશે, જાતાં વહાણું વાય; હઠીલો જામાત્ર તારો, નિશ્ચે યુદ્ધે જાય. સુદ્રષ્ણા કે' યુદ્ધે જાશે, વિઘન કદાપી થાશે; ઉપાય તેનો તને બતાવું, પડયું સંકટ જાશે. સાતમે માળ મુકયો પેટીમાં, અમરકુંપો એક; તે લેઇ જા તું તારી સાથે, સાચવે કરી વિવેક. પતી પડયો હોય ભોંયપર, તોપણ અમર પાજે; મૃત સજીવન થાશે તેનો, ગોવિંદના ગુણ ગાજે. ગઇ ઓત્રા સપ્તમ માળે, કુંપો લીધો સાર; પેટી તો ઉઘાડતાં, જાણ્યું જુગદાધાર. પાતાળમાં છે શ્રી પ્રભુ, પડી પેટમાં ફાળ; આસનપર બેઠા થયા, પોતે શ્રી ગોપાળ. ભાણેજને મરાવવો, પોતે જાય કેમ ચુકી; ઓત્રા કુંપો લેઇ ઉતરે, તેને તૃષા મુકી. તેવી ઓત્રા ઝટપટ નાઠી, પાણી, પાણી લઇને પીધું; અમીકુંપો હાથ હતો તે, ત્યાંહે મુકી દીધું. પાણી પીને ઉતરી હેઠી, કુંપો ભુલી ત્યાંય, અવતાર કેરી વાત કહેવા, માતાને લાગી જ્યાંય. ઉંદરરૂપ શ્રી નાથ લેઇ, વૈરાટ મહેલે આવ્યા પાણીઆરામાં અમર હતું તે, ઢોળવા મન ભાવ્યા. ઉંદર રૂપે અલબેલાએ, કપટ કેવું કીધું; અમરકુંપો વાંકો વાળી જળ હતું તે પીધું. પછી કુંપાને ફોડી નાંખ્યો, પોતે શ્રી ગોપાળ; કટકા કરીને લેઇ ચાલ્યા, પોતે તો પાતાળ. કોઇ એક ન જાણતું, પુત્રી માતા વાત; છ અવતાર તણી કથા, કહેવા માંડી માત. વલણ. ઓત્રા ખટ અવતારની, માને કહે છે વાતરે; દાસ છગન કે' ભાવી તો, કદી મટે નહિ ખ્યાતરે.

## કડવું ૧૧ મું સાત અવતાર રાગ-દેશાખ દેશી.

ઓત્રા પહેલેને અવતારરે, હું રાજકુમારી માગ. મુજ પતિ ભરતખંડે ભારે-

ણુનો કુમાર. રૂપ એનું ઘણું રે, વર્ણવતાં થાકે શેષ; ચૌદ વિદ્યા ભણ્યોરે, ચોસઠ કળા એશ. ગુણીજન ગુણ ગણ્યોરે, જાચવાને નવ જાય; કરે કથા વારતારે, રાજસભાની માંય. રૂપ ને એના ગુણમાંરે, હો મા હું થઇ મોહાંધ; લટકાં ઘણાં કર્યાંરે, પણ ના જાગ્યો તે અંધ. ત્યારે મેં મુખ ચઢીરે, કહાવ્યું હાસી સાથ; મુજ આવી મળોરે, પ્રાણ પ્રીય મમ નાથ. મારૂં વેણ ન માનીયુંરે, ના આવ્યો મુજ હાથ; મેં મુરબ્બી ગણ્યોરે, તમ દેહ મારે માટ. લાલચ પણ આપી ઘણીરે, કશે વળ્યું નહિ તેહ; ઉલટું મુને કાઢીયુંરે, બેહેન ન કરીએ એહ. ભાઈ હું તમ તણોરે, ધર્મ તણો નિરધાર; માટ ન બોલવું રે, તું ભગની મુજ સાર. પણ તે મેં ના માનિયુંરે, હડે ભરાઈ હું જ; મન ધાર્યું શત્રારે. ચીડું લાગ્યું મુંજ. મેં તો એવું ધારિયું રે, પરણું હું એ સંગ; મુખ વધ્યું એહ તણું રે, પેસે એને મુખે અભંગ. કાવતરાં બહુ કર્યાંરે, પણ કશે વળી નહિ વાત; આખર મેં મમ તાતનેરે, માંડીને કહી ખ્યાત. હઠ લીધી ઘણી રે, બોલી એકજ વેણ; વરૂં તો હું એહનેરે, નવ માનું કોઇનું કે'ણ. પરણાવો પરણું એહનેરે, નહીંતો બીજા ભાઇને બાપ; કદી નહી પરણાવશોરે, તો દેહ તજું હું આપ. તવ મુજ તાને તેડાવિયોરે; સમજાવ્યો બહુ પેર; તોયે વિપ્ર સમજ્યો નહિરે, ત્યારે પરણાવ્યો કરી કે'ર. તવ હું ખુશી થઇરે, હવે રહ્યું મુજ વેણ; મે'લ રહેવા આપિયોરે, મુજ પીતાએ તેણ. નરનારી રહ્યાં રે, મેં માંડ્યા ત્યાં હાવ ભાવ; જુક્તિ ઘણી કરી રે, પણ બોલે નહી નાથ. વાત ન સુણે માહરી રે, આપ્યું ન પીયે તોય; નવ રાંધ્યું જમે રે, મુખ મારૂં નવ જોય. કેડો લીધો મેં તેહનોરે, મન મારૂં અકળાય; દેઉં ન એને જંપવારે, તવ તવ એ સોસાય. નાંખે નિશ્વાસ ઘણારે, પણ જંપી નહિ હુંય; આખર શું થયું રે, મા કહું તુજને શુંય. અકળાયો ઘણો રે, તવ પેઠે ઓરડા માંય; કંઠ પાસ તો નાંખિયોરે, ત્યાગ કર્યો દેહ ત્યાંય. મેં મન મધ્યે ધારિયુંરે, હવે જીવ્યે શું થાય; વૃથા જોબન માહરૂં રે, અવતાર એળે જાય. એમ સમજી સ્તુતિ કરીરે, મેં માગ્યું પ્રભુની પાસ; વિપ્ર ચાહજો મુજનેરે; પહેલી હું મરજો ખાસ. એમ કહી દેહ પાડિયોરે, મેં તો તજીયો પ્રાણ એ રીતે અમો મુઆંરે, થૈ બે જીવની હાણ. સાંભળને મુજ માવડીરે, મજ પાપ હેવાતણું જાય; કરમ કઠણ મારાં ઘણાં રે, પ્રથમની કહી કથાય. વલણ. પ્રથમ જનમની વાત આ, મેં કહી હે માતરે; દાસ છગન કહે બીજા તણી, સાંભળજે તું ખ્યાતરે.

## કડવું ૧૨ મું રાગ ચાલતો.

ઓ મા બીજે ને અવતારરે, હું માલણની કુમાર; મુજ પતિ જનમીયોરે. ને તો રાજદ્વાર. મુજ પીતા હતો રે, માળી રાજદ્વાર; ફુલ મુકવા જતોરે, એક દી ... તેની હાર મજ ... ...ઠ્યો રાજકુંવરને નેહ; શીવક શું કહાવીયું રે,

મળવી મુજને તેહ સેવકને મેં કહ્યુંરે, રાય મુકો અવળાં એહેન; મુજને આણુંજોરે, તુજ ધરમ તણી તો બેન, ઘણું ઘણું તો કહાવીયું રે, પણ મેં માન્યું નહી નેટ; કુંવર કળકળ્યોરે, બળિયો પોતે પેટ, તોય અટકયો નહિરે, કીધી જુકતી અનેક; કશે ન ચાલીયું રે, મુકી ચોકી વશેક. એક દીન હું ગઇરે, ફુલ લેવાને બાગ; તે સમય સાધી કરીરે, કુંવરે લીધો લાગ. ત્યાં આવી તેમણેરે, રોકી રાખી હુંજ; મેં મન ધારિયું રે, લેશે લાજ મુજ. ઇજત તો હું રાખવારે, પડી કુવામાં સાર; પ્રાણ મેં પરહર્યોરે, થથર્યો કુંવર અપાર. મનમાં તેહ વિચાર્યું રે જીવી શું કરૂં હુંજ; મુજ માટે મારીરે, માળી પુત્રી તુંજ. મારે પણ નથી જીવવું રે, મરૂં હું તારી સાથ; એમ નિશ્ચય કરીરે, પડયો કુંવામાં નાથ. દેહ છુટયો બે તણોરે, મૃત્યુ પામ્યાં ત્યાંય મુજ પાપ હેવાતનું તો ગયું રે, તે અવતાર પુરો થાય. વલણ. બીજા જનમની એ કથા, હવે ત્રીજાની પ્રખ્યાતરે; દાસ છગન કહે સાંભળો, મેના પોપટ વાત.

## કડવું ૧૩ મું રાગ ચાલતો.

ઓ મા ત્રીજેને અવતારેરે, મેના પોપટ ધાર; નદીના ધોધમાંરે, પાસે રહેતાં સાર એક દી પારધિ આવીયોરે, તેણે હ ણ્યાં મુજ મા બાપ; પછીથી ઝાલીયાંરે, પોપટના પ્રાણ આપ. તેથી ત્રાસજ પામ્યાંરે, થયાં નબાપાં બેય; ભેળાં ઉડીયાંરે, અમો બીનેલાં તેય. આગળ ચાલતાં રે, આવ્યું મ્હા ગંભીર એક વન; વછુટાં બેઉ પડયાંરે, ઉદાશી મારે મન. હું ગઇ શહેરમાંરે, પેઠી ગુણકાને ભોવન; છજે બેસી બોલતી રે, મીઠાં શુભ વચન. તે સુણી રામજણીરે, સંતાઇ આવી પાસ; પછી મુ-ને ઝાલતીરે, વસ્ત્ર નાંખી તે ખાસ. પાંજરૂં આણી કરીરે, મુજને ઘાલી માંય; રોજ ભણાવતીરે, પાસે રાખી ત્યાંય. એ રીત દિન હું ગાળતી રે, રહી ગુણકાને ઘેર; કાઢું દિન દુઃખમાંરે, ધરૂં પોપટનો નેહ. મુજ પતી છુટો પડયોરે, તે વનમાં અથડાતો; મારી શોધમાંરે ભુખ્યો તરશો ફરતો. માર ખાતો પક્ષિ તણોરે, દુઃખે દીન નીરગમતો; એક દીન આવીયોરે, મુજને શોધતો શોધતો. સ્વર મુજ સાંભળીરે, આવ્યો ગુણિકાને ઘેર; મુજપર પ્રેમ ધરીરે, બેઠો પીંજરે તેહ. તે જોઇ રીસ કરીરે, ગુણકાએ અપાર; પકડી પાંખો તોડીવારે, દુઃખ દીધું અપાર. પછી ચુલામાં નાં-ખીયોરે, બળી ગયો મુજ નાથ; તે દેખી નવ શકીરે, હૈયું ન રહ્યું મુજ હાથ. મેં ધાર્યું જીવ કાઢવારે, મન કકળી હું જોઇ; પીંજરશળીયા મહીંરે, ડોકું ઘાલ્યું તહીં ફાંસો ખાઇ જીવ કાઢીયોરે, તરફડી પડી હું ત્યાંય; સાંભળ મુજ માવડીરે, એ અવતાર પુરો થાય. વલણ. ત્રીજો જનમ પુરો થયો, કહું ચોથાની ખ્યાત; દાસ છગન કહે સાંભળો, હરણા હરણી વાત.

## કડવું ૧૪ મું રાગ ચાલતો.

ઓ મા ચોથે ને અવતારરે, હું હરણી થઇ સાર; હરણ મુજ પુંઠે પડયોરે, વિષયાશક્ત અપાર. તે મેં માન્યું નહિરે, હું નાઠી ઉમે વન; વીશ દહાડા ભમીરે, નહિ જળ તૃણ ને અંન. તોય કેડો નવ મુકીયોરે, હું અકળાઇ તે દીન, દોડાય નહિ મુજ થકીરે, હું થઇ ગતિ હિણ. પહાડ પરથી પડીરે, એક કઠણની માંય; જીવ મારો ગયોરે, દખી હરણ પડીઓ ત્યાંય. તે પણ મૃત્યુ પામિયોરે, અવતાર ચોથો થાય; સુણ સુણ માવડીરે, મુજ પાપ હેતાનણુ જાય. વલણ. ચોથો જન્મ પુરણ થયો, કહું પંચમની વાતરે; દાસ છગન કહે સાંભળો; હોલા હોલી જાતરે.

## કડવું ૧૫ મું રાગ ચાલતો.

ઓ મા પંચમને અવતારરે, હું હોલી થઇ સાર; હોલો થઇ અવતર્યોરે, મુજ પતિ નિરધાર. રહ્યું ગયું નહિં મુજ થીરે, હું તે પર થઇ આશક; તેણે ગણી નહિ મુજનેરે, ફેરો પડયો માશુક. પ્રીતી મેં ઘણી કરીરે, હોલાની નહિ પ્રીત; હું પડી પુઠેરે, એ નાસતો ફરે નીત. કેડો નવ મુકિયોરે, તવ અકળ યો તેહ; દવ બળતો હતોરે, તેમાં પડીગો એહ. જીવ ખોયો એમણેરે હું થઇ નિરાશ; હવે જીવી શું કરૂંરે, મેં પણ ધાર્યું ખાસ. મેં તો ત્યાં ઝંપલાવિયુંરે, બળતા દવમાં સાર; પ્રાણ પરહર્યોરે, ધ્યાન ધરી તે વાર. કમોત કમોતકીરે; છુટયાં અને અવતાર; તું સુણ મુજ માવડીરે, પાપતણું ફળ ધાર. વલણ. પાંચમો જનમ પુરણ થયો, છઠ્ઠાની શી રીતરે; દાસ છગન કહે સાંભળો, બોરસલી વિપ્રીતરે.

## કડવું ૧૬ મું રાગ ચાલતો.

ઓ મા છઠેને અવતારે, હું બોરસલી થઇ સાર; મુજ પતિ અવતર્યોરે, અસુરનો કુમાર. હત મય નામે અસુરરે, હતા બને ભ્રાત; તેને પ્રભુએ મારિયારે, તેથી વેર ધરે મુજ નાથ. કૃષ્ણને મારવારે, મન ધાર્યું હૈલોચન; તપ કરી રીઝવ્યારે ત્યાંનો ત્રીલોચન. માગ્ય માગ્ય શીવ બેલિયાયારે, ત્યાં માગ્યું મારે નાથ; કૃષ્ણને હું હણું રે, એનું મરણ મારે હાથ. મહાદેવ મુખ બેલીયારે, મન વિચારી વાત; પ્રભુને મારવારે, તું તો નહીં સાક્ષાત. પણ એક કરૂં જુગતીરે, કારજ તારૂં થાય; વણ મારૂં પગેરે, એક પેટી તું લાવ્ય. વર લઇ હૈલોચન આવિયોરે, એક જંગલમાં સાર; વૃક્ષ જોતો થકોરે. મુજને જોઇ નિરધાર. મન એને તો ભાસ્યુ રે, છે આ વૃક્ષ કઠિણ; ઠીક પેટી થશેરે, મરશે એ મતિ હિણ. હું હતી બોરસલીરે, તે કાપી પાડી ત્યાંય; શીર ઉચકી ગયોરે, સુતાર મંદિર જ્યાંય. દમ દઇને રીઝવીરે, ઘડાવી ત્યાંય; લઇ શીર ચાલિયોરે, દ્વારકાંની માંય. કૃષ્ણે કપટ કરીરે, પેટી પા-

દવા હેઠ; મહી હૈલોચન ધ લીયોરે પામ્યો મરણ નેટ. જીવ રહ્યો પેટી મહિરે, ત ગયો સુભદ્રા પેટ; એપટતો થયારે, સપ્તમ આ છે નેટ મુજ પાપે નાથ ોરે, હું તો પામું દુઃખ; નરનારી હમોરે, હળી મળી લીધું ન મુખ, ઝટ અવતાર નિયોગનારે સપ્તમ આ નિરધાર; સાંભળ મુજ માવડીરે, સુખ ગયું મુજ સાર. કડવું કરમ તો માહરૂંરે, મુજ પાપ હેવાતણુ જાય; સુખ દે શીવ ઘણું રે, મને કરી દેજ વિદાય. વલણ. છઠો જનમ પુરણ થયો, હવે સાતમો સારરે; દાસ છગન કહે સાંભળો, દુઃખદરિયો ભવ ધારરે.

## કડવું ૧૭ મું રાગ સાખીનો.

વૈશમપાયન બોલિયા, સુણ જનમે જે રાય; નિજ માતને કહે ઓત્રા, હવે દિયો વિદાય. આજ્ઞા આપો માવડી, કરશો નહિ કંઇ વાર; વહાણું વાશે ત્યાં જતાં, ચડે યુદ્ધ ભરથાર. પછી રોકયો નહિ રહે, હઠવાળો એ બાળ, જીવતર મુજ છુટી પડે, મુજ ઉદર એ ફાળ. કંસાર રાંધ્યો માવડી, ખોળે બેસારી બાળ; પંચ ગ્રાસ જમાડીયા, માયે ત્યાં તતકાળ. ભલે સીધાવો દીકરી, ભલું કરે ભગવાન; સાસર વાશો લગ્ન કરી, ઓત્રા થઇ સાવધાન. પહોરવાર ખોટી થયાં, રાત રહી દોઢ પહોર, સાંઢય પર બેઠી જઇ, રાયકે ખેંચ્યો દોર. વાયુ વેગે સાંઢણી, હલકારે તે જાય, અરધા પહોરમાં ગઉ બશેં, ત્યાંતો પુરા થાય. એવે કુંપો સાંભર્યો, ઓત્રા બની બે હાલ, રાખ્ય સાંઢ વીર માહરા, હું ભુલી છું સાર. દુખીયારી હું જનમની, કરણી માઠી હોય, અમરકુંપો ભુલી ગઇ, પાણીઆરાની માંય. માટે જા પાછો સહી, સાંઢય લઇ નિરધાર; કષ્ટ ઘણું તુને પડે, લે આ મોતી હાર. એમ કહી હાર ઉતારીયો, નાંખ્યો રત્ના કંઠ, કરજોડી વિનતી કરે, લાવે છીવે કય. રત્નો કહે મજ બેનડી, કાં કરે આળ પંપાળ, સ્વામી સુતા હોયને, તને મેળવું સાર. પાય પડીને રોકજે, તવ જુદ્ધે નવ જાય; તો મરણ કેમ પામશે, તુજ નાવલિયો ત્યાંય. કહે ઓત્રા વીરા મારા, એ હઠીલો હઠ કરે; રહે નહી ને જાય જુદ્ધે, ચક્રા ગઢમાં તે મરે. ત્યારે હુંતો બેહક બેઠું, રહે નહી ઉપાય; માટે સાંઢ પાછી વાળો, લાગુ તુજને પાય. કહે રત્નો એરે બેની, શા માટે તું મથી મરે; સાંઢયને પણ જીવ છે, નથી લોહ કે કાષ્ટરે. ચારસેં ગાઉ પ્રથમ ચાલી, બસેં ગાઉનો આવી, વળી બસેં ગાઉ પાછી જાવે, હશે થનારૂં ભાવી. પાછી બસેં કોસ પાછી આવે, તોય બસેં રહે બાકી, કોસ બારસેં થઇને જાયે, એતો જાણે થાકી. કહે ઓત્રા રત્ના-વીરા, એકીલા ત્યાં જાઓ, મને તો આ ઝાડ ચડાવો, કુંપો લેઇને આવો. પાણી-આરામાં તે મુકયો છે, કરો એટલું કામ, મારો કંથ જો જીવશે તો, દેઇશ હું દશ-ગામ. કહે રત્નો સાચું બેની, [illegible] કેમ મુકાય; રાયની કુંવરી રાયની રાણી, મુકી કેમ જવાય, વાઘ વરૂ કે જાનવર આવી, કરે વિઘન તુંને, ઓત્રા કહે દુઃખી

હું છું, કો નવ ખાશે મુને. સાચું માનો વીરા મારા, મારૂં માંસ ન ભાવે, સુખીયાને સૌ વિઘન હોયે, દુઃખીને તો ના આવે. માટે કંઇ ચીંતા નવ કરશો, મને મુકીને જાઓ, પાણીઆરામાં પાણી પાણી પીતાં, મુકયો છે તે લાવો. ત્યારે રાયકો સાંઢ બેસારી ઓત્રાને ઉતારી, હું આવું તે સરત રાખજે, કહી વ્રક્ષે ચઢાવી. પછી સાંઢને પાછી વાળી, તે ચાલ્યો સુસવાટે, પવનગમની પવને ઉડી, તે ચાલ્યો પુરપાટે. અડધા પહોરે વિરાટ નગરે, પહોચ્યો સારી રીત; પાણીઆરેથી કુંપો આપો, પુત્રી પર હોય પ્રીત, સુદ્રશણાએ સઘળે શોધ્યો, તે હાથે નવ લાધ્યો, આખર થાકી પાછી આવી, સમાચાર કીધ બાપે. કુંપો તો કહી જડતો નથી, દીવસ કહાવ્યો વાંકો, ઓત્રાને વનવગડે મુકી, કયમ આવ્યો તું રાંકો. જન જનાવર મારી નાંખે, જાવ્યા જોર ઝપાટે, છળી મરશે છોરી મારી, જૈ પહોંચે સુસવાટે, ત્યારે રાયકો સાંઢ દોડાવી, જોર ઝપાટે પળીયો, માટે પરોઢે વનમાં જઇને, તે ઓત્રાને મળીયો. તવ ઓત્રાએ ચાંટો કાઢયો, રત્ને સાંઢ રાખી; વ્રક્ષ ઉપરથી ઉતારીને, સાંઢ ઉપર નાંખી. કહે ઓત્રા કયાં છે કુંપો, હરખ અતિ ઉર આવે; આખા ઘરમાં મેં શોધાવ્યો ના જડયો આ ટાણે. કહે ઓત્રા નથી ગયો તું, વૈરાટ બીજી વાર; કહે રત્નો લેતું પાછો, આ મોતીનો હાર. તારી માતા એમ કહે કે, રાયકો અહીં આવ્યોતો, તે દહાડે તું હાર દેજે: નથી રહેવાનો જતો. ઓત્રા કહે હું નહી લઉ પાછો, હવે સાંઢ હંકારો, પરોઢ થાતાં વાર નથી, મન મુકી લલકારો. સુરસપાટે સાંઢ ચાલી, પ્રભુ પોઢયા પાતાળ; તેમણે જાણ્યું સાંઢ જશે, પડીપેટમાં ફાળ. માટે જઇને સાંઢ રોકું, ઉડયા ગીરવરધારી, લોહભાલો થઇ મારગ પડીયા, સાંઢ આવતી ભાળી. તે ભાલો ઓળંગી ચાલી, પુરપાટે તે સાંઢ, ભાલો જઇને આગળ પડીયો, ભુલવનારો ભાંડ ચરણ ભાલા ઉપર પડીયો, સાંઢ બરાડી બેઠી; કપાળ ઠોકયું ઓત્રાએ, અને ઉતરી હેઠી. રાયકે ભાલો ખેંચી કાઢયો, કરેછે ત્રાહ ત્રાહ; પાત્ર ફાડી પાટો બાંધ્યો, પગ શેકીને ત્યાંય. ગડમથલ તો એવી કરતાં, ત્યાંતો વહાણું વાય; બળાત્કાળે ઉભી કીધી, ધીરે ધીરે જાય. કહે ઓત્રા કરમ નડીયું, શું કરે તું ભાઇ; રાયકો કહે હોંસ રહી ગઇ, વેણ ફોકટ જાઇ. જાતવાળી સાંઢ હતી તે ત્રણ ચરણે ચાલે, તે વેળાએ કુરૂક્ષેત્રે, સુતી સુભદ્રા જાગે. સર્વે સુતા યોદ્ધા જાગ્યા, અભિમન્યુ યુદ્ધ રાજી, વઢવાનો ઉમંગજ એને; જઇ સુભદ્રા ગાજી. ઓ દીકરા વઢવા ના જાશો, તુંનેલાગું પાય; કહે કુંવર નક્કી જવાનો, સુણ તું મારી માત. માટે ફોગટ કલેશ ન કરશો વિલાપ; યુદ્ધ ન જુઉં ઘેર રહું તો, બાળહત્યા પાપ. પ્રતિજ્ઞા પુત્રે કરી એવી. કંપી થરથર કાય; કુંવર કેરો છેડો ઝાલી, રોવા માંડી માય. વલણ. માંડયો વિવિધ પેરે, સમજાવી સમજે નહીરે; દાસ છગન કહે કહ્યું માને, વ્યુહ ન ચઢશો સહીરે.

## કડવું ૧૮ મું રાગ પરજ.

તમે યુદ્ધે ન જાશો મારા બાળરે, હો હઠીલા કાલા. ત્યાંતો થાશે તારો કાળરે, તેડો હઠીલા બાલા. તેંતો બીડું લીધું છે કાલરે હો૦ ત્યારે શુકન થયા બે હાલરે, હો૦ મારૂં ફરકયુ તે જમણું લોચનરે હો૦ મારે કાળજે ઉઠી અગનરે. હો૦ તં-બુપર કળકળિયારે કાગરે હો૦ આડા ઉતર્યા કાળા નાગરે હો૦ મારૂં ફરકે ડા-બું અંગરે, હો૦ શબ્દ શિયાળિયાના વ્યંગરે હો૦ મને દગો દેવા તું બેઠોરે હો૦ અન્નની હોંસમાં સળો પેઠોરે હો૦ કેવી આશે ઉછેરીયો, ને પરણાવ્યો ઉલટ ભેર. તે સૌ હોંસ હૈયામાં રહી, આવી દારૂણ દુઃખલેરરે હો૦ વૈરાટે દીધી દીકરી, ઉ-ત્તંગ અંગ અભંગ લાંબી આશા જે બહુ હતી, તે કરવા બેઠો ભંગરે. હો૦ આ-શા નિરાશ જે કરે, તેનું શ્રેય ન હોય, હું માડી તરછોડી જાયે, તો કુશળકેમ હો૦ યરે હો૦ તુજ પીતા પાતાળમા, તે સાથે ગીરધારી; તે કહેશે કેમ વ્યુહ મોકલ્યો, ત્યારે શી ગત મારીરે હો૦ દુશ્મન દાવો વાળે દીકરા, તું દે મુજને છેહ, જુધ જશો તે નહિ દેખી ખમાશે, હું ત્યાગીશ મુંજ દેહરે હો૦ વલણ. તજું દેહ હું મા-હરો, સત્ય જાણજો તનરે; દાસ છગન એવું કહી, માંડયું અતિ રૂદનરે.

## કડવું ૧૯ મું રાગ સામેરી લેહેકણી ઝડપનો.

બોલ્યા બોલ્યા વૈશમપાય વચનરે, સાંભળ સાંભળ જનમેજય રાજનરે. ત્યાંતો સુભદ્રા કરે રૂદનરે, હુંતો વ્યુહે નહી જાવા દઉ તનરે. હાંરે મારૂં કેવુ તે કર્મ કઠોરરે, એકનું એક દીસે હઠીલું છોરૂરે. હાંરે એવું કહેતાં તે કાઠી હડીરે, પાસે એક ઝાડ ઉપર તે ચઢીરે. હાંર એનો કરે છે ઉચાટરે, જુએ જુએ ઓત્રા કેરી વાતરે. હાંરે હજી કર્મકુંવ્રી નવ આવીરે, રત્ના સાથ ખબર તો ન કહાવીરે. હાંરે રૈકે મને તો વિશ્વાસ દીધોરે, જીવ મારો ઉદાશી બહુ કીધોરો. હાંરે એનો આંસુ ભરેલી બળતીરે. પછી જઇ સુત કને કરગરતીરે. હાંરે હુતો વ્યુહે નહિ દેઉ જાવારે, થાઓ થાઓ હઠીલા શું હાવારે. હાંરે મારો કુંવર કોમળ અંગરે, નથી તુંજ વિના કો સંગરે. હાંરે કુંવર તુજ થકા છે માનરે, નહિતો ન દે ચપટી ધાનરે. દોહા.—પુત્ર વિના જે માવડી, તેનું સગું ન થાય; ઓવારણાં કેને કરે, જનમ એળે જાય. પુત્ર વિના જે માવડી, તે તો શાની શાણ; આગ મેલે કોણ તેને, સુનું બળે મસાણ. પુત્ર વિના જે માવડી, તેનું જીવતર ફોક; લખપતિની માનીતિ વાંકુ બોલે લોક. પુત્ર વિના જે માવડી, ડગલે ડગલે રોય, રાંડ વાંઝણી કહે સહુ, તેના શુકન ન જોય. પુત્ર વિના જે માવડી, ડગલે ડગલે વાંક, સારૂં કરે ખોટુ કહે, એનું જીવતર ફોક. પુત્ર વિના જે માવડી, લાડો તેને ન થાય, શોકય આવે ઉપરે, લક્ષ્મી પરઘેર જાય. પુત્ર વીના જે માવડી, જગમાં નહી જણાય; માન્ય હોએ નહી કંય તો, અવતાર એળે જાય.

## કડવું ૨૦ મું રાગ કાફી.

હાંરે સુત વની નારી બહુ મહાલે, પણ ઘરમાં કાંઇ નવ ચાલે; હાંરે સુત વંધુ નવ શોભે રૂપાળી, સદા થઇ રહે ઓશીઆળી. હાંરે મારે એવા એવા સંતાપ, મને, ધીક્કારે તુજ બાપ. આવશે પાતાળથી જ્યારે, પુત્ર માગશે મુંજથું ત્યારે; હું તે વખતે તો મરીશ, કોણ દીકરો અગ્ર ધરીશ. તારા મ્રત્યુની જાણશે વાત, ત્યારે કરશે મહા ઉતપાત. કહેશે પાપણી લાવ મુજ તન, નહીતો દેહ કરૂં પતન; તે વેળાએ શી ગત મારી, મારૂં હું મારા પેટ કટારી. પુત્ર દયા મારી તમે લાવો, મને ભર દરીયેથી બચાવો; મારાં ગાત્ર થયાં છે ઢીલાં, રણ લઢવાં છે દોહ્લીલાં. વલણ યુદ્ધે લઢવું દોહ્યલું, અરેરે મારા બાળ; શુભદ્રા અંતર બળે, દાવાનળ વીશાળ.

## કડવું ૨૧ મું રાગ હાલાવરી દેશી ફેર.

એ લાડકડા વ્યુહ દોહ્યલાંરે. ટેક. એ બાલુડા પહેલે કોડે ગુરૂ દ્રોણરે, તને તો જીતી શકે કોણરે, તારો લેશે નીમષમાં પ્રાણરે. એ૦ એ દીકરા બીજે કોઠે કૃપાચારરે, તેનો કેમ સહેવાશે મારરે; મારા સુકુમાર કુમારરે. એ૦ એ લાડા ત્રીજે કોઠે અશ્વત્થામારે, તેશુ કેમ રહેશો તમે સામારે, તારૂં મોત ભમાવે મામારે.. એ૦ એ પુત્ર ચોથે કોડે છે કર્ણરે, એથી ધ્રુજે આખી ધર્ણરે, એનો નિશ્ચે આપે તુજ મર્ણરે એ૦ એ મમ તન રહ્યો પાંચમે દુર્યોધન રે, ઘણી રીસ છે એને મનરે, તારૂં શીર કરે છેદનરે એ૦ એ મુજ સુત છઠ્ઠે રહ્યો મામો શક્નીરે, તે તો દીસે જનમનો મક્નીરે, તને ટકવા ન દે એક પલ્લરે. એ૦ એ તનુજ જાણો સાતમે જેદ્રથરે, તે તો લઢનારો સમ્રથરે, તે શું કેમ થશો લથબથરે. એ૦ એ પેઠી તારણ હાર તુને સર્વ મારેરે, તેથી મુમત ન ધારેરે, જોયો જન્મારાનો લ્હાવ કયારેરે. એ૦ વલણ. સંસારસુખ લીધું નથી, તને ભમાવે કાળરે; દાસ છગન એમ કહે માડી, તું છે નાનો બાળરે.

## કડવું ૨૨ મું રાગ મેવાડો.

એ મા બાળુડો ન કહેશો મુજ માવડીરે. ટેક. એ મા તુંતો સુણે મારી વાતરે, તને સમજવું સાક્ષાતરે, કર્યાં બાળકે જે ઉતપાતરે. એ મા૦ એ મા બાળે કૃષ્ણે પેશી જળમાં નાથ્યો કાળી નાગરે, તે તો જોઇ રહ્યા તો લાગરે, એ૦ એ મા બાળો વીંછી કેટલો, આંખે અંગ ઉઠાડે આગરે, તેની પીડાનો નહીં તાગરે. એ૦ એ મા બાળો મંકોડો કેટલો, તે તો તાણ્યો તુટી જાયરે, તોયે મુખે નહિ મુકાયરે. એ૦ એ મા બાળો દીપક કેટલો, તે તો ભવન કરે અજવાસરે, એથી સુઝે સહુએ ખાસરે. એ૦ એ મા બાળો સૂરજ કેટલો, તેતો કરે તિમિર

નાશરે. એની પાસ ન રહે કોઇ ખાસરે. એ૦ એ મા બાળો વહની કેટલો. તે તો બાળે બધું વનરે, ન મુકે પંખી નજરે. એ૦ એ મા બાળો સિંહજ કેટલો, તે તો હરવે કરી જુથ ઝુંડર, એના સામે કરે ન કો બંડરે એ૦ એ મા બાળો શીયર કેટલો, તેનો ખીજ્યો કરડી જાયરે, તેથી આખર મૃત્યુ થાયરે. એ૦ એ મા બાળો વજ્ર કેટલો, તેનો પર્વત કરે શતખંડરે, એથી ડરે ડરે છે બ્રહ્માંડરે. એ૦ એ મા બાળો તે નવ જાણીએ, તે આખર ક્ષત્રી તંનરે, તેની સામે ન ટકે જંનરે એ૦ એવાં દ્રષ્ટાંત દેઉં અનેકરે, કહેતાં થાકે સહસ્રફણા છેકરે, મારે ગયે રહે છે ટેકરે. એ૦ વલણ. ટેક રહે છે હું ગયે, મિથ્યા કરે વિલાપરે; એકવાર મરવું સર્વને, નહીં લજવું માબાપરે.

## કડવું ૨૩ મું રાગ કાફી.

હાંરે નષ્ટ વેણુ કુંવરનાં જાણી, પડી, મુર્છા સુભદ્રા રાણી, થયું મારું સહુ ધુળ ધાણી, દેવ લે જીવ મારો તાણી. મને ભર દરીયામાં આણી, મારું ઝાઝ ડુબાવે પાણી; હવે નથી રહેવાની એધાણી, એતો નિશ્ચે થયું વાત જાણી. તેથી કલપે છે મારો પ્રાણ, મેંતો મોજ કશી નવ માણી; નથી થયો ભાણો કે ભાણી, આનો આવી પડી દુઃખ ખાણી, થઇ ચાર જુગમાં કાણી, ઉલટી નદીએ હું તણાણી. એમ રડે સુભદ્રા રાણી, માંડયો વિલાપ મન ઉભરાણી. વલણ, મન ઉભરાણી માવડી, માંડયો છે વિલાપરે, દાસ છગન કઇ વિધ કહે, સુભદ્રા આલાપરે.

## કડવું ૨૪ મું રાગ મારૂ.

મારું રત્ન રમકડું રીસાયુંરે કુંવર શાણા, હવે વિષ ઘોળી ઘોળી પીઉંરે. કુંવર શાણા. મારો ખરો હીરો ખોવાયોરે કું. મને કાળે મુખે શું જીવાડોરે કું. મને તારે હાથેથી જા મારીરે કું. નહિ તો દે મુજકર કટારીરે કું. રાખ્યો માસ અષ્ટાદશ પેટરે, કું. તેતો છુટી પડી મુજ વેડરે કું. મેં તો ખાધું ન ખાદ્ધું ખારૂંરે કું. રાખ્યું બંધ ગળપણે મુખ મારૂંરે કું. તારા જન્મથી હુંતો થઇ રાજીરે કું. કરૂં શું બન છાતી ચાંપીરે કું. તને શીનેથી કોરે કીધોરે કું. સાચો માનીને સોડે લીધોરે કું. બહુ કષ્ટ કરીને ઉછેર્યોરે કું. મારી આશા પાસો તે ઘેર્યોરે કું. દીકરા જાણ્યું કે મોટો થાશેરે કું. મારી ભવની ભાવઠ જાશેરે કું. મેતો દીર્ઘ આશાએ પરણાવ્યોરે કું. આનો દુઃખનો દહાડો આવ્યોરે કું. હાંરે વહુવર આવી પગે નવ લાગીરે કું. મારી ચણેલી ભીંત ભાગીરે કું. હાંરે એમ વદીને કુટે શીશરે કું. આંસુ ચોધારે છુટે ખાલીશરે કું. વલણ. આંસુ છુટે શીશ કુટે, કરે અતિ આક્રંદરે; દાસ છગન સુભદ્રા રડતાં, રોયું આખું વનરે.

## કડવું ૨૫ મું રાગ સામેરી ચોપાઈ.

મારા ઉછંગમાં રમનારા, તને જાવા ન દઉં વ્યુહ પ્યારા; જોઈ કલ્પાંત ને શોક ચઢીયો, સુત માતાને બાઝી પડીયો. પછી કહેવા લાગ્યો વચન, શાને કરો છે માડી રૂદન, મારી માડી હૈયું બળે તારૂં. પણ આવી રહ્યું હવે મારૂં. મને સુઝી છે જ્ઞાન ગતિ, જીવતા ઘેર આવવું નથી. હું તું એટલો હશે સંસ્કાર, માડી છેલ્લા વેલા છે જુહાર; મને ઉછેરી કર્યો મોટો, ખરો હતો તે થાઉં છું ખોટો. તારો હર્ષ હૈયાનો ટાળ્યો, બચપણનો બદલો નથી વાળ્યો. મુજ માતા રહે તું રોતી, ઘડી ઘડી શું સામું જોતી. મારી માડી મુકી દે શોક, હવે આશા રાખો તે ફોક. વ્હાલો હોઉં તો કામ કરજે, મારી પાછળ પુન્ય આદરજે, મારાં વસ્ત્રને શણગાર જોજે, તે તો વિપ્રને આપી દેજે. બને તે બ્રહ્મ ભોજન કરજે, હવે મુજ આશા પરહરજે. એમ કહેતાં બન્યો બે ભાન, રહી ન કાંઈ શુદ્ધ કે સાન. શીર નાખ્યું જનેતા ખભે, બેઉ પડયાં ઢળી તે સમે. તેનો વાત કુંતાએ જાણી, ત્રાહ્ય ત્રાહ્ય વદી ગયાં રાણી; કેમ કુંવર પાડી કાયા, કીધું આ શું હો લાડવાયા. ધાઈ દ્રુપદી આવી દોડી, દીધાં માત પુત્રને વછોડી. વલણ. માત પુત્રને છોડવા, બોલ્યાં કુંતા માતરે દાસ છગન કહે સતિ, રક્ષા કેરી વાતરે.

## કડવું ૨૬ મું રાગ સાખી.

કુંતાને પાંચાળી આવી, છોડાવ્યાં સુત માત; સુભદ્રાને શીખ દીધી, શાં કરે આંસુપાત. સુત તારો છે હઠીલો, કોનું કહ્યું ન માને; તેથી એને યુદ્ધ જવાદે, અધીર રાખે શાને. સાત તાર સુતરના લાવી, હેને આપો મને, સુત તારાને બોલાવી, બેસાડને મુજ કને. રક્ષા કેરો દોરો બાંધું, છો પછી યુદ્ધે જાય, બ્રહ્મા વિષ્નુ કે શંકરથી, વાંકો વાળ ન થાય. માને કોડા જીવી આવે, તો વાત માને સાચી; દોરો રહે ને વિઘન થાયે, તો પછી સતી હું કાચી. સુણી વચ્ચા ધર્મરાજા, મુજ માતાની વાણી, કો કાળે મીથ્યા નવ થાયે, રામબાણ સમ જાણી. જરા ન ડરતી ભય નવ ધરતી, ડોશી કહેણ ન કાચું; વેણ ઉપર રાખે શ્રદ્ધા, માની લે તું સાચું. ધર્મ વચને શ્રદ્ધા ચોંટી, દોરા લવા દોડી; એવે વડુવર યાદ આવી, તેને પણ વખોડી. ઝાડે ચઢીને જોવા લાગી, લાંબી નજરે તેનેઃ; હજુ ન આવી હજુ ન આવી, કરમ કુડી એનો બની બાવરી ઉતરી હેઠી, સુત તંબુએ જાય, અહો દીકરા યુદ્ધે ન જાશો, કહી થઈ વિહ્વલ સાત તાર સુતરના લાવી, આંખે આંસુ હેલી, નિજ સાસુ કુંતાને આપી, ત્યાંતો આવી વહેલી કુંતાએ કુંવર બોલાવ્યો, તેતો [illegible] આવ્યો, વૃદ્ધ ડોશીનું વચન સુણી, સૌને મન તો ભાવ્યો. ડોશીએ સામે બેસા- ડયો, રક્ષા ભણવા લાગી; આ દોરો તું હાથે રાખે, વિઘ્ન જાયે ભાગી. [illegible]

મન્યુ વારૂ માતા, તમે કહો તેતો કરૂં રક્ષા બાંધો કે ના બાંધો, લઢવા જાવું એ ખરૂં. તાર ભેગા સાત કરીને, સતીએ દોરો કીવો; પછી સતીએ સત્ય ચઢાવી, ગાંઠયો વાળી દીધો. વલણ. ગાંઠયો વાળી દોરો કાધો, તેમાં બોલી બેલરે; દાસ છગન કહે-સૌ સુણો, જેનું વચન અમોલરે.

## કડવું ૨૭ મું રાગ દોહા ઢાળ.

* એક બે ત્રણ ચાર પાંચ જે, તે રક્ષા તારી કરો; પ્રથમ ગાંઠ પુરણ થઇ, સતી વાયક મન ધરો. છ સાત આઠ ને નવ દશ, તે તારે શીરે રહો; બીજી ગાંઠના દેવ તેમજ, સુતને મદદ કરો. અગીઆર બારને તેર ચોદ, પંદર તે રહો પાસે, ત્રીજી ગાંઠમાં તમે રહી, રણમાં રાખો દાસે. ચોવી પચ્ચી તેત્રી છત્રી, એ ચોથીના દેવ; મુજ સુત કેરૂં રક્ષણ કરજો, પાસે રહેજો એવ. અડતાલીને ઓગણપચ્ચા, બાવન ચોસટ સાર; પંચમગ્રંથી કેરા દેવો, ફરતા રહો અવિધાર. ચોરાશી અઠ્ઠાસી બેઠા, સુતા ઉભા એવ; મસ્તક ઉપર રક્ષણ કરજો, છઠ્ઠા ગાંઠે દેવ. માંહ્ય બ્હાર ને જળચર વનચર, રાજ પુત્ર કહો કાણો; કુંભડોને માંકડ માંજો, રક્ષો પાઠ પરાણો. એ સાતે ગાંઠા વાળી કહે, એમાં વિઘ્ન નવ હજો, ડોસા જોસી ફોસી ફાતડો, તેની આણ માનજો. એ વચન જો મીથ્યા જાયે તો, આડી ભાંડ ભરવાડ; સર્વે મળીને રક્ષણ કરજો, તો હું માનું પાડ. વલણ. એ રીતે રક્ષા ભણી, ગાંઠો વાળી સાતરે; દાસ છગન કહે આણ દઇ, બાંધી સુતને હાથરે.

## કડવું ૨૮ મું રાગ સામેરી.

વૈશમપાય રૂષિ એમ બોલ્યો, સુણજનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું, ચક્રાવ્હ મઢીમાય. કુંતા માએ રક્ષા બાંધી, કહે જુદ્ધે જાઓ બાળ; સાચવી રાખો જો રક્ષા તો, થાય ન વાંકો વાળ. ભીમ નિકુળ સહદેવ સર્વે, લશ્કર લેને જાઓ, ગદોરગછ હો બેટા મારા, દુશ્મન હાર બનાવો. આજ્ઞા એવી વૃદ્ધ આપી, કુંવર તત્પર થાય; નિજ તંબુમાં ગયો પોતે, ગઇ ત્યાં એવી માય. અહો સુત થોડી વાર થોભો, આવે છે તુજ નારી; કેહે અભિમન્યુ અહિંથી જાઓ, શાને કરો

---

* ૧ ચંદ્ર. ૨ શીવ-શક્તી. ૩ ગુણ બ્રહ્મા, વીષ્નુ, રૂદ્ર. ૪ વેદ. ૫. મહાભુત. ૬ શાસ્ત્ર. ૭ સમુદ્ર. ૮ પર્વત. ૯ નાથ. ૧૦ દીશા ૧૧ રૂદ્ર. ૧૨ ભાનુ-સુર્ય. ૧૩ યક્ષ. ૧૪ રત્ન ૧૫ તિથિ ૨૪ અવતાર. ૨૫ પ્રકૃતી ૩૩ કોટી દે. ૩૬ આયુધ અથવા રાગણી ૪૮ અગ્નિ ૪૯ વાયુ ૫૨ વીર ૬૪ જોગણી ૮૪ સીદ્ધ ૮૮ સહસ્રરૂષી બેઠા-પારસનાથ સુતા શેષશાઇ—ઉભા-જગન્નાથ માંહ્ય—આત્મારામ બહાર અમરાચર જળચર-મચ્છ કચ્છ. વનચર-વરાહ-નરસિંહ રાજપુત-રામ કૃષ્ણ. ડાહ્યા શુક્ર-દૈતગુરૂ ડોસા-મઝનન-કુંભડા-અઘોર માંકડ હનુમાન મંજાર-રૂદ્ર. આણ દીધી તે ડોસી-કુંતા જોસી-સેહદેવ. ફોસી-ધરમ ફાતડો-અર્જુન આડ-નારદ ભરવાડ-કૃષ્ણ.

[illegible]. તવ સુભદ્રા બાહેર આવી, ડુસકાં ભરિ ભરિ રોતી; વૃક્ષ તંબુ ચઢી પોતે, ઓવા મારગ જોતી. તેડુ આવતી નવ દીઠી તવ, તેનો ઉતરી હેઠી; પુત્ર કેરી પાસે જઈને, ધ્રુમકે રોવા બેઠી. અરે કુંવર લઈ બેઠા હઠ, થોભો થોડી વાર; સાંઠ ગઈ છે તેતો આવે, લાવે ઓવા નાર. કહે કુંવર ભલે આવે, એનું નથી કામ; હું રોકયો તો નહિ રોકાઉં, કરવા જઉં સંગ્રામ. ત્યાં સુભદ્રા જનેતા બોલી, ઉતાવળા શું થાઓ; તે કરતાં તો મુજ હાથનું, જમણ જમીને જાઓ. કહે સુત તેતો હું સમજ્યો, તારે કરવી વાર; પણ તે હું તો નહી માનવાનો, થાઉં છું તૈયાર. સુભદ્રા કહે બાળા મારા, માનો મુજ વચન; અન્ન ઠેલીને જો જઈએ તો, આવે અતિ વિઘન. જમવા કેરૂં નામ દિયે તો, પંચ કવલ જમવું; જમ્યા વિના તો જય નવ પામે, પિરસ્યું ના પરહરવું. ત્યારે કુંવરે કહ્યું માની, વેણ ચઢાવ્યું માથે; જાતે જઈ ચુલો ચેતાવી, કંસાર કીધો હાથે. પછી જનેતાને બોલાવી, કંસાર કાઢયો ટાઢે; પંચ ગ્રાસ પોને ભરીયા, નીજ માતાને હાથે. સેન સહુને આજ્ઞા આપી, થાઓને તૈયાર; વળતી પોતે પહેરવા લાગ્યો, યુદ્ધ તણા શણગાર. જરી પટકા જામા ભારી, માથે મોટો ટોપ. પાયેતો સુરવાળ પહેરી, કટી કશી ધરી ચાંપ. તેની ઉપર બખ્તર પહેર્યું, બન્યો ફાંકડો ડેર, અર્જુન કેરો કુંવર ત્યાંતો, ચઢયો યુદ્ધની લહેર. એટલે આવ્યો ગટોરગચ્છ, રથ જોડીને લાવ્યો; બાણ ભાથા ટોપ પહેરી, બેઠા સૌ મન ભાવ્યો. ભીમ આવ્યો ગદા લઈને, અયુત મણનો ભાર; ટકટરીયા પાખરીયાપાળા, સહુ થયા તૈયાર, યુદ્ધના વાજીંત્ર વાગે, પાવઈને ચઢે પાનો, કાયર કંપી ભાગી જાવે, ઉભો રહે ત્યાં શાનો. એવી રીતે સાત ક્ષોહિણી સહુ થયું તૈયાર; અભિમન્યુ રથે ચઢીયો, પાછળ લશ્કર ધાર. વલણ. મોરવી શોભે મોખરે, પાછળ લશ્કર સારરે; દાસ છગન દુર્યોધન કહે, ગુરૂ તણે અવિચારરે.

## કડવું ૨૯ મું રાગ ઉછળતી ચોપાઇ.

કોરવદળમાં દુર્યોધન તો, કહે ગુરૂને સાર; અહો ગુરૂજી અહો ગુરૂજી, કોઠા રચે આવાર. આજ હરાવી દઇએ પાંડવ, કાઢીએ વનવાસ; કાંતો એમને પુરા કરીએ, પછી ન કોનો ત્રાસ. દ્રોણ ગુરૂ કહે હો દુર્યોધન, મૃતક શબ મંગાવો; મેદાન માંહે સાત ઢગલા, તેના તો કરાવો. તવ આજ્ઞા દુર્યોધન આપી, શેવક સૌ પરવરિયા; મનુષ્યનાં શબ ખોળી ખોળી, તેના ઢગ તો કરીયા. તેની પાસે દ્રોણે જઈને, જળ અંજળી લીધી; મંત્ર ભણી કોઠો બનાવ્યો, પાષાણ રચના કીધી. પાકા પાષાણ કેરો કોઠો, ત્યાંનો બનિયો સાર; આંટી ઘુંટી ફરવી ફાવે, તેટલો ચોડો ધાર અવળાઇઓ તે ભમતાં ભુલે, યુક્તિ કરી અપાર; સો શિખર ને સો ધજા, વળી એકસો દ્વાર. દ્વારે દ્વારે દશ દશ યોદ્ધા, લડવૈયા નિરધાર; તેવા [illegible]

ભવંત ત્યાં મુકયા છે, પગપાળા હજાર. બીજી અંજળી લીધી જળની, બીજો કોઠો કીધો; લોહવજ્રનો તેહ બનાવી, સત્રગો સારજ લીધો. બસેં દ્વાર ને બસેં શીખર, બસેં ધ્વજા ત્યાં શોભે; કૃપાચાર્યને ઉભા રાખી, બે હજાર પ્યાદલ થોભે. ત્રીજી અંજળી જળની લઇને, ત્રાંબાનો તે કીધો; ત્રણસેં શીખર ત્રણસેં ધ્વજા, દ્વાર ત્રિશત સીંચ્યો. અશ્વત્થામા ત્યાં રાખ્યા, ને યોદ્ધા ત્રણ હજાર; જોરે ઝાઝું જુદ્ધ કરજો, હારો નહિ લગાર. ચતુર્થ મંત્ર ભણી જળ છાંટી, રૂપાનો તે કીધો; ચારસેં શીખર ધ્વજા ચારસેં, દ્વાર ચારસેં શીંચ્યો. કર્ણ બળીયો ત્યાં રાખીને, ચાર હજાર દળ દીધું; દુર્યોધન તો ખુશ થઇ કહે, ગુરૂજી કારજ સીધ્યું. પંચમ મંત્ર ભણી જળ છાંટી, કનક કેરો કરીયે; પાંચસેં દ્વારને પાંચસેં શીખર, ધ્વજા પાંઝસેં ભરિયો. ફરફરફરફર ધ્વજા ફરકે, શોભા તો છે ઝાઝી; પાંચ હજાર યોદ્ધા લઇ ઉભો દુર્યોધન થયો રાજી છઠો મંત્ર ભણી જળ સીંચી સપ્તધાતનો કરીયો; છસેં દ્વાર ને છસેં શીખર, છસેં ધ્વજાએ ભરિયો. છ હજાર ત્યાં યોદ્ધા રાખ્યા, રાખ્યો મામો શલ્ય; જેનું પ્રાક્રમ કહ્યું ન જાગે, હારે મોટા મલ્લ. સપ્તમ મંત્ર ભણી જળ સીંચી, સપ્તમ કોઠો કીધો; ગોબર મૃત્તિકાનો તેતો, અથાગ આંટી સીધ્યો. સાતસો શીખર ધ્વજા સાતશો, દ્વાર સાતસો કરીયાં; સાત સહસ્ત્ર યોદ્ધા સાથે, જયદ્રથને પળવીયાં. એવી રીતે સાતે કોઠા, ભુલવણી બહુ કીધી; કાચો પોચો જાયે પાછો, એવી આંટી લીધી. કોઠા વિદ્યા ના જાણે ને, માંહે પેશી જાય; નિકળવાનો પંથ ન સુઝે, આયુષ પુરો થાય. દુર્યોધન તો રાજી થઇને, લાગે ગુરૂને પાય; વાહ વાહ વાહ વાહ ગુરૂજી મારા; વ્યુહ રચના શોભાય, સર્વેને શીખામણ દે છે, થઇ રહો તૈયાર, પાંડવો જો અહીં આવે તો, તેને મારો ઠાર. એવી અહીં ઉમંગ તૈયારી, થઇ રહી અપાર, ત્યાંતો કુંવર અર્જુન કેરો નિકળ્યો તંબુ બહાર. વલણ. તંબુ બહાર કુંવર નિકળ્યો. હાથ લીધાં હથિયારરે; દાસ છગન કહે દ્રઢ ધીર નાયક, શોભાની બલિહારરે.

## કડવું ૩૦ મું રાગ ત્રિભંગી રાહ.

નેત્રો રાતાં, આયુધમાતાં, ઝડપે જાતાં, ડગે ભરી; બંકા જાતા, તે મદમાતા, રાતા તાતા, વગે કરી. ઉઠયા બંકા, દેતા ડંકા, શુરા વંકા, ઝગે જરી; દુંદભિવાજે, રણતો ગાજે, સીંગાં સાજે, સુર નરી. છે પગપાળા, ઘોડાવાળા, હાથી સારા, રથે સરી; ચતુરંગી ચાલી, સેના ભારી, સાંઢયો સારી, ઉંટ ધરી. મારથી મોટા, સારથી જોટા, નહિ રથ તોટા, ધીર વરી; અતિરથી આવ્યા, ભીમ ભાવ્યા, ગદા લાવ્યા, ખંભ ધરી. અભિમન્યુ બોલ્યો, મેઘવર્ણ ડોલ્યો, ઘટોત્કચ તોલ્યો, રાક્ષ જરી; સહદેવ નિકુળ, વિરાટ વ્યાકુળ, શિખંડી આકુળ, દ્રુપદ વળી;

પ્રદ્યુમ્ન, ને પ્રધુમ્ન રકત ધુમ્ન, સંગ મલી. ક્રોધી દીશે, દંત પીસે, નેણુ અ-ત્તિસે, રકત ઝરી; એ રીત ચાલી, સેના સારી, દીસે ભારી, મોહ ભરી. મન અ-કળાતા, ચાળા કરતા, મ્હોટાઇ વદતા, મુખ કરી; અરથ સાર્યો; દુશ્મન માર્યો, ન રહ્યો ડાર્યો, જરી જરી. મુછ મરડતા, આગળ ધાતા, હાથ બતાતા, પેચ કરી. વલણ. ચતુરંગી સેનજ ચાલિયું, વ્યુહ વઢવા અવિચારરે; દાસ છગન કહે શા-મળો, મનમાં કરે વિચારરે.

## કડવું ૩૧ મું રાગ મામેરાનો.

પ્રભુ વિમાસે વિચાર ટાળ્યો રે, ડોશીએ ડાટ વાળ્યો છે. ટેક. બહુ બહુ જુક્તિ મેં તો કીધી, પણ વિધનથી ખાળ્યો રે; પ્રપંચ કરીગો ના પરણાવા, તોયે પરણ્યો બાળો રે. પાટા બાંધ્યા આંખે તો પણ, આખર ઉઠી ઝાળો; ડોશીએ ડાટ વાળ્યો રે. લેંપો ભુલાવી ફોડી નાંખ્યો, સાંઢ ચરણુ ભક્ષ ભાગ્યો રે; વેગળો રહી વિઘન કરવા, હું અતિશે લાગ્યો રે. મારૂં ધાર્યું મિથ્યા કરવા, દોરો ડોશીએ બાં ..રે; ડોશીએ ડાટ વાળ્યો રે. તેત્રીસ કોટિ દેવો સાથે, મુજને આગળ ફીંધારે; ચંદ્ર ભાનુ સુર અસુર, નવ નાથ ચો ..સી સાંધ્યો રે. આપસ્તંબપર્યંત લગ્ન ને હાથે દોા બ ાંધ્યો રે. ડોસી૦ એ દોરો હોચે જ્યાં સુધી, ત્યાં સુધી ના મ,રેરે આ-ખર મારૂ મૃત્યુ થાયે, એ રહે જીવતો ખરેરે. હું જઇને દોરો છોડાવું, તોતો નીશ્ચે મરેરે; ડોશી૦ જો દોરો હું ના છોડાવું, તો ભાણેજ ન મરેરે; મુજને મારી નિશ્ચે એનો, ત્રિલોક રાજજ કરેરે. એવું ધારી દોરો છોડાવા, વિશ્વંભર તો વિચારેરે; ડોશી૦ વલણ. નિજ રૂપ પાતાળ મુકી, વિપ્ર રૂપ ધરી આવેરે, દાસ છગન કહે કુરૂક્ષેત્રમાં, સુણો થતું જે હાવેરે.

## કડવું ૩૨ મું છપ્પા.

જેને રાખે રામ, તેહને મૃત્યુ શાનું; જેને રાખે રામ, તેહને ડાહ્યો માનું. જેને રાખે રામ, તેહ ધર લક્ષ્મી આવે; જેને રાખે રામ, તેહનું સૌકો થાવે. વળી જેને રાખે રામજી, તેને બીક કોની રહે; દાસ છગન કહે રામ રટયે, સુત દારા તો નવ ચહે. તેમ થયું છે આજ, અર્જુન સુતને માથે; તેમ થયું છે આજ, રામજી રૂઠયો કાવે. તેમ થયું છે આજ, દોરો આવી છોડાવે; તેમ થયું છે આજ, આવિ પરપંચ કાવે. વળી તેમ થયું છે આજ ને, દીન તો સાજે મરે; દાસ છગન કહે રામજી, રૂઠયો તો સર્વસ હરે. દોહા. અનંત ચરિત્રો જેમાં ભરીયાં, તે કેમ ચુકી જાય, કર્ત્તા અકર્ત્તા અન્યથા કરતા, તેનો શે ભુલવાય. હજાર દોરા ચીઠી બાંધો, હજાર બાંધો રક્ષા, ચાહે પેસો વજ્ર પેટીમાં, તો પણ ના રહે રક્ષા. કોઇ આજ ને કાલ, માસ છ માસે જાવે; કોનો પાંચ પચાસ, સાઠ એશીએ આવે. કોનો આવે

તાવ, કોઇ કોગળીયું કહાવે, કો કહે લાગ્યો પ્લેગ, કોઇને કોઠાર વાગે. હરીહર શીર લેતો નથી, જાયું તે સહુ જાય છે, દાસ છગન કહે હું કરૂં તે સૌ અવરથાજ છે. રાવણ નળને રામ, અગસ્ત આદી પોઢયા; કાળજ વન ને કંસ, બળી જરાસંધ મોડયા; વાલી, ભસ્માસુર, હિરણ્યાક્ષને અહી, સૌ ગયા મમત કરી; રહ્યા ન માંધાતા સહી, તો કહો કોનો આશરો; કર્ત્તા હર્ત્તા શ્રીહરી, દોરી એના હાથમાં; જેમ ગારૂડી પુતળી, માટે હું પદ સૌ હરી, ભજવા શ્રીભગવાન, અંતર્યામી આતમા, પરમાત્મા સમાન. તે કેમ ભુલે ભુદરો, છે અભિમન્યુનો કાળ, મિથ્યા સૌ ભામો ભમે, આળ ન લે ગોપાળ.

## કડવું ૩૩ મું રાગ ચાલતો.

આમા દોડી આવિયા, કુરૂક્ષેત્રે તે વાર; રૂપ વીપ્રનું ધારિયું, વૃદ્ધ ગાત્ર નિજ સાર. ચાર છેડે ધોતી પહેરી, પોથી બગલમાં મારી, કંઠ કરેણા હાર શોભે, મસ્તક ટોપી ધારી. રૂદ્રાક્ષ વાળી કાનમાં, કંઠે પણ રૂદ્રાક્ષ, ત્રિપુંડ્ર તિલક તાણીયું, ચક્ષુ ભસ્મજ ભાખ, બે હાથ ને બે ભુજ છાતી, સઘળે ભસ્મજ આંકા, ડાબી ખાંધે જનોઇ નાખી, ચાલ્યા વાંકા વાંકા. જેષ્ટીકા એક કરમાં ઝાલી, બીજે તુંબીપાત્ર; શીર ધુણે ચરણ ના ચાલે, ધરીયું ઘરડું ગાત્ર. આંખ ન સુઝે, અંગ ધ્રુજે, અંગ ચામડી લટકે, દાંત પડેલા ડાચાં મળીયાં, ધોળાં પળિયાં ચળકે. નેત્ર નાસા પાણી ચુએ, પાપણ છે પણ ધોળી, કપાળ કર દઇ મારગ જુએ, જેષ્ટીકાથી ખોળી. કેડમાંથી વાંકા વળીયા, દીસે હાડાં ગળીયા, એવે રૂપે ગોવિંદ પળીયા, અર્જુન સુતની સામે વળીયા. વલણ. અભિમન્યુ વ્યુહ જાય છે, સામે આવે જગરાયરે; કળા કાળા કૃષ્ણની, કોથી નવ કળાયરે.

## કડવું ૩૪ મું રાગ સવૈયા.

અભિમન્યુની સામે આવ્યા, સેન સોસરા પડીયા; સર્વે લોકે હાથ ઝાલ્યા, ખાગ પ્રભુ અડબડીયાં. સર્વ વિપ્રને પુછવા લાગ્યા, અહો ગુરૂ કયા જાવું; પ્રભુ કહે મારો અર્જુન સ્નેહી, તેને મોઢે થાવું. યોદ્ધા કહે અર્જુનજીતો, પોતે ગયા પાતાળ; અહીં મહારથી છે અભિમન્યુ, અરજુન કેરો બાળ. ત્યારે બોલ્યા વિશ્વભરતો, મને ત્યાં તેડી જાઓ; કયાં છે સુત તો અરજુન કેરો, એનું મુખ બતાવો. એટલે સેવક હાથ ઝાલી, વૃદ્ધને કીધી દયા; કુંવરનો રથ રખાવીને, સન્મુખ તેડી ગયા, કહે અભિમન્યુ ઓ મહારાજા, પધાર્યા કયાંથી આપ; વિપ્ર કહે અરજુનને મળવા, આવ્યો વન આઘાપ. પણ પાતાળે તેહ ગયા છે, એવી સુણી વાત; પણ તને અરજુન સુત જાણી. હું હરખ્યો સાક્ષાત. તારૂં મોઢું મારે જોવું, મન

આનંદી થાય; રથથી બાહેર મસ્તક કાઢી, વિપ્રને લાગ્યો પાય. વિપ્રે મોહ્ડું નિરખી જોયું, ભાગ્યવંત નર પુરો; જેવો પારથ તેવો તું છે, યુદ્ધ કરવાનો શુરો. કહે કુંવર એ મહારાજા, આશિર્વાદ તમારો; જાવ તંબુએ આવશે કાલે, પારથ ને મામો મારો. વિપ્ર કહે શીદ સિધારો, પુછે છે ઘનશ્યામ; કુંવર કહે વ્યુહ રચ્યો છે, કરવા જઉં સંગ્રામ. કૌરવ કાકે કપટ કરીને, કોઠા રચ્યા છે સાત; યુદ્ધ ન કરવું એમ કહીને, મોકલીયા મમ તાત. અણચિંતુ આ યુદ્ધ ઉપાડયું, હું તો લઢવા જાઉં; કહે કપટી શાબાશ તુંને, જાણે પ્રાક્રમ હાવું. તાત થકી તું તો સવાયો, જોઇ આવ્યો ભાવ; આ દોરડો શાને બાંધ્યો, શું આવે છે તાવ. કુંવર કહે કે એ વાડવજી, નથી કશી ઉપાધી; મારા મર્ણનું ભય નિવારી, વડીઆઇએ રક્ષા બાંધી. સુણી વાડવ મુખ મરોડયું, પડયો અભિમન્યું વહેમ, એ વાડવજી શીર ધુણાવી, મુખ મરોડયું કેમ. ત્યારે ધીરે શબ્દે બોલ્યા, પોતે સુંદીરશામ, બાંધી રક્ષા રાંડેલીની, નહિ શુરાનું કામ. રણમાં જાતાં રાંડેલીની, રક્ષા શું બંધાય, અપશુકન છે એનો પહેલો, સમજી લે મન માંય. સાત કોઠામાં યુદ્ધ કરીને, જીતીશ તું બળ આપ; તોયે લોકો કહેશે જીત્યો, ડોશીને પરતાપ. મીથ્યા મહેનત તુજ જવાની, જશ ડોશીને મળશે; વિરત્વ તારૂં તણાઇ જાશે, તારો બાપ બબડશે. સુણી એવું કુંવરને મન, લાગી સારી વાત; મારી મહેનતે જશ પામે, ઘરડી કુંતા માત. બહાદુરી તો મારી જાશે, બ્રાહ્મણ સાચું બોલે; લ્યો મહારાજા એમ કહીને, કરથી દોરો ખોલે. એક તાર તેમાંથી છુટયો, પડયો ગટારગછ પાસ; તેણે લઇ ધનુષે વીંટયો, રમત મન આભાસ. બાકીનો તે ભોંયે પડીયો, ભગવાને તે ભાળ્યો; પગ વતી તે તાણી લઇ, પોતે ઝોળીમાં ઘાલ્યો. વિપ્ર કહે કે જાઓ ભાઇ, લેજો ભારે લ્હાવો; શાબાશ તારા સુરાતનને, જીતી વ્હેલા આવો. એવું બોલી વિદાય દીધો, કુંવરને તે વાર; આગળ ચાલી સર્વે સેના, પુઠ રહ્યા મોરાર. દોરો લઇ કામ સાધી, થયા અંતરધાન; ધુંધું પુંપું કડીધીમ કરતું, સેન વહ્યું મેદાન. વલણ. તેની શોભા શું કહું, કહેતાં ન આવે પારરે; દાસ છગન મુખ એક જીભ્યા, શેષજ ખાશે હારરે.

## કડવું ૨૫ મું સામેરી ચોપાઇ.

હાર ખાવે સહસ્ત્ર ફેણા, તો કથું શું અલ્પ હું; અભિમન્યુના યોદ્ધા તે તો, સાગરપુર વહે જતું. શોળ સોળની ટુકડી, એવી ચારજ હાર; તે પાછળ એક મ્હારથી, તેની કંપુ ધાર. રણસીંગા શરણાઇ તુરી, ભેરીના ભેંકાર; શીંગી શેલી શંખ વાગે, અનરદ નાદ અપાર. ડંકા દમામા નગારાંના, ઘોષ વાજે ઉંટપર; ડગો દેતું કડીધીમ કરતું, દળ ચાલે પુરભર. તે પ્રમાણે ઉંટવાળા, ઘોડાના છે સ્વાર;

હાથી ઉપર કૈક બેઠા, કૈતો રથમાં મ્હાર. અસંખ્ય રથને સ્વાર ઘોડા, ઉંટ થયા અસવાર; અનંત હાથી ત્યાં ખડા, મ્હારથીનો નહિ પાર. અતિરથી ત્યાં એટલા, ચતુરંગી સૈન સોહાય; ભરતી હોય સાગર તણી, તેવું તે દેખાય. એવી રીતે સુત અર્જુનનો, વ્યુહે વઢવા જાય; નિશાન વાગે જોરમાં, શોર બકોર બહુ થાય. તે શબ્દ સુણ્યા કૌરવે, દ્રોણને ચિંતા થાય; આવો બળિયો કોણ આવે, કુતુહલ કહેવાય. જાવ સેવક ચાર જણ, ખબર કાઢો ખોળી; જો કદી આવ્યો અર્જુન, તો મારશે રગદોળી. સુણી સેવક ચાર ઉઠયા, લાવ્યા સમાચાર, સેન લઇને વ્યુહે આવે, અરજુનનો કુમાર. એટલે સૌ ખુશી થયા, હિંમત ધારી ઊર; દળ વહે પાંડવ તણું, જાણે ચઢયું નદ પુર. એવે સાંઢ આવી તીહાં, ઉપર ઓત્રા નાર; સાંઢ દીઠી અભિમન્યુ, મનમાં થયો વિચાર. એવે ઓત્રા મન તણે, ઉપન્યો છે વિચાર; દળ હોયે પાંડવ તણું, ને હોય મુજ ભરથાર. એમ વિચારી પુછતી, રત્નાને તે વાત; કહે વાત ભાઇ જે હોય તે, સાચે સાચી ખ્યાત. વલણ. પુછવા લાગી પ્રેમદા, રૈકાને તે વારરે; દાસ છગન શ્રોતા સુણો, જપો જુગદાધારરે.

## કડવું ૩૬ મું રાગ મેવાડો લેહેકણી.

દળ દેખી ઓત્રા બોલીયા, બંધુ રાયકારે; પેલું દળ તે કોનું પળાય, રત્ના રાયકારે. વચ્ચે નિલો રથ શોભતો, બંધુ રાયકારે; કોઇ રૂપવંત બેઠો માંય, રત્ના રાયકારે. સુર્ય સમી જેની કાન્તિ છે, બંધુ. કીર ચંચુ સમુ દીસે નાક, રત્ના. કપરી કીકી શોહે ભલી, બંધુ. જોઇ કાન્તિ લાગે ધાક. રત્ના કેવો બહાદુર એ વિર છે, બંધુ. દીશે અજાનબાહુ વિશાળ. રત્ના. એની સ્ત્રીએ શાં પુન્ય કર્યાં, બંધુ. ઘણાં ઘણાં કરેલાં દાન, રત્ના. જપ તપ વૃત કીધાં હશે, બંધુ. વળી કર્યાં હશે શુભ કર્મ, રત્ના. કાશી કરવત મુકાવિયાં, બંધુ. વળી ગાળ્યાં હિમાળે હાડ રત્ના. કાંતો ભેરવજવ ખાધા હશે, બંધુ. કે મ્હા તપ માંડયું ગીરનાર. રત્ના. તે તારૂણી એની થઇ હશે, બંધુ. પુર્વ પુન્યે ગ્રહેતો હાથ, રત્ના. ધન ધન ભાગ્ય એ ભામની, બંધુ. આવો રૂડો મળ્યો ભરથાર, રત્ના તવ રાયકો વાણી બોલિયો, બેની મારીરે; તમે કીધાં ઘણાં પુન્યદાન, એની નારીરે. સહુ સુકૃત્ય તમે કર્યાં, બેની. તને રીઝેલા દીનાનાથ. એની નારીરે. એતો અરજુનનો લાડકો, બેની. જાણો સુભદ્રાનો કુમાર. એની નારીરે. નામ એનું અભિમન્યુ છે, બેની. બેની એ છે તુજ ભરથાર. એની નારીરે. વલણ સુણી ચમકી ચતુરા, હદયે ઉપન્યું હેતરે; આવો પીયુ હું જાણતી, તો પિયર ના રહેતરે.

## કડવું ૩૭ મું રાગ દોહા.

દીઠી ઓત્રા આવતી, અભિમન્યુ આ વાર; તદા તે પુછતો હવો, ગરોગંમ્છ ને

સાર. રાગ સોહલો. અરજુનસુત વાણી વદે, ધીર વીરારે, પેશી આવે કો નવલી નાર, એ કુળ હીરારે. રૂપ સ્વરૂપે આગળી, ધીર. જાણે વિદ્યુતનો ચળકાર. એ કુળ. મૃગનેણી સમ આંખડી, ધીર. હશે જોગણી અંબીકાય, એ. કૃશ કટિ ઘણી પાતળી, ધીર. ચારૂ ચિંબુક શુભ સોહાય, એ. મીંહલંકી શોભે સાંતરી, ધીર. એનું રૂપ અનુપમ જોય, એ. એના પતિએ શાં પુન્ય કર્યાં, ધીર. શાં કીધાં હશે તપ દાન, એ. હીમાળે હાડ ગાળ્યાં હશે, ધીર. કે રીઝયા હશે ભગવાન. એ. સુણીને ગટોર્ગચ્છ બોલિયો, ધીર. એતો આવી વૈરાટની આગ, એ. જપ તપ પુન્ય તમે કર્યાં, ધીર. વળી ગાળ્યાં હીમાળે હાડ, એ. એ કુંવરી વૈરાટની ધીર. કેવી અલબેલી રૂપ નિધાન, એ. વલણ. વચન એવું સાંભળી, ચમકયો અરજુન બાળરે; જો હું હાવી જાણતો તો, ના નિકળત ઘર બહારરે.

## કડવું ૩૮ મું રાગ સાખી ઝડપની.

વૈશમપાયન બોલીયા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, મેળાપનો મહિમાય. ઓત્રા કહે છે રાયકાને, વિરા ધીરજ ધારો; સાંઢ અહીંયાં બેસારીને, મુને તો ઉતારો. હું જઇ રોકું મુજ પતિને, થનાર હોય તે થાય; તું જા મારી સાસુ પાસે, દેજે ભવાળો ત્યાંય. કહેજે તે ઓત્રા આવી છે, રાખ્યો તમ સુત ખાળી; પોતાનાથી જો બને તો, લાવે પીયુને વાળી. એમ કહીને સાંઢ બેસારી, પોતે ઉતરી હેઠી; નવાં વસ્ત્રો બદલી લઇને, થઇ શાંતરી શેઠી. બાકી ગવાળો પાછો સોંપ્યો, દેજે સાસુ મારી; રૈકાને વિદાય કરીને, ચાલી ઓત્રા નારી, ઠણુક ઠણુકે સુર ભરેલી, પતિ રોકવા જાય; સર્વે જોઇ ચકિત થયા છે, ત્યાં રહ્યા ઉભાય. સઘળા સૈન્યે તેને દીઠી, ભીમ કરે બિચાર; ભલે આવી ઓત્રા નારી, અભિમન્યુની સાર. વ્યુહનું બીડું લઇ કુંવર, જીવ સૌના બાગે; ભલું થાજો ઓત્રા તારૂં, પીયુને પાછો વાળે, સકળ સેના ન્યાળે દ્રષ્ટ, નહિ આપણો ધર્મ; વળી અમને સૌને જોતાં, આવે એને શર્મ. એમ વિચારી વ્રકોદરે, સૌને સાન બતાવી; પોતે જઇને આઘો ઉભો, સરિ ખશ્યા પ્રીત લાવી. રથ હાંકે જે ગટોર્ગચ્છ, તેને કીધી સાન; આવે ઓત્રા એટલે ખસજે, દો રહ્યો અભેમાન, સહુને દુર ઉભા દેખીને, ઝપાટે ઓત્રા ચાલી; કરી મલકલતાં માનુનીએ, વાગ અશ્વની ઝાલી. એવે નંદન હેડંબાનો, રથ થકી ઉતરીયો; રાશ પરોણો મુકી રથમાં. લશ્કરમાં પરવરીયો. એ દેખી અભિમન્યુ બોલ્યો, કોણ નરની નારી; કોણ જનેતાની જન્મેલી, કોણ રાય કુમારી. સુણી વેણને મધુર શબ્દે, બોલી મુખ વચન; કઇ નારીના નાથ તમેને, કોણ રાયના તન; કહે નરનંદન વૈરાટ રાયના, અમે છીએ પુત્ર જનીક; સુદ્રષ્ણા તો સાસુ મારી, તેણ સુતાનાયીક. ત્યારે ઓત્રા કહે સુભદ્રા, થાયે

સાસ મારી. સસરા મારા અરજુનજીને, કૃષ્ન ભાણેજની નારી. સુણી એવું ઉલટ આવી, મન અભિમન્યુ અપાર; આવી તો મોડી સાહ આવી, હો મન ગમતી નાર. લઇ સેનને રણમાં આવ્યો, નથી હવે ઉપાય; અશ્વ રોકી ઉભાં મિથ્યા, હાસ્યજનક દેખાય. હાસ્યજનક એમ શાને બોલો, શું કરો નવાઇ; બાળાપણુમાં લઢવાં વઢવાં, આ શી માંડી ભવાઇ. ઘટતું કરવા ઇચ્છા હોય તો, વળો પાછા કંથ; સૌને કહો કે નથી આવતો, પકડો તંબુ પંથ. કહે અરજુન સુત સુણ હે નારી, અણસમજી વદે વેણ; બીડું ચાવી યુદ્ધ ચઢેલા પાછા વળે થાય કેણ. બીડું ઝડપી બેસે ઘરમાં, તેતો કાયર કામ; લાજે ઉદર જનની કેરૂં, બોળાય બાપનું નામ. તાંબુલ તે લ્હાળા કહેવાયે, પાછળ જીવ્યું વ્યર્થ; દેહ મરદનો ધારણ કરીયો, શો સર્યો તેમાં અર્થ. વેણ ગયું તો સૌ ગયું, પછી શું આવે કામ, દેહ સાડાત્રણ હાથની, તેમાં કયું કામનું શામ. જનની જણજે ત્રણ જણા, દાતા ભક્તા કે શુર; નહિતો રહેજે વાંઝણી, શાને ગમાવે નુર. વેણ એવાં જ્ઞાની જનનાં, માટે ન ખાવી ગાળ, યુદ્ધ ચઢયો જો પાછું વળુ તો, નહી નરનો હું બાળ. માટે ફોગટ મમત મુકો, સોંસરાં તંબુ જાઓ; સગાં સનેહી સેન જુએ, જરા શરમ મન લાવો વલણ. શરમ લાવો મન વીષે, દેખે સરવે જનરે; દાસ છગન કહે અભિમન્યુ, સમજાવે વૈરાટ તનરે.

## કડવું ૩૯ મું રાગ દોહા.

કહે આભમન્યુ સાંભળો, તમે સગુણી નાર; કાકા મામા બાપ તારા, દેખે છે આ ઠાર. રાજવળાની રીત છે, મુખ ન દેખાડાય; આરણ આવ્યાં એકેલાં, તે ખોટું કહેવાય. લોક લાજની રીતનો, કાંઇ ન જાણો મર્મ; શરમ મર્યાદા પાળવી, એ અબળાનો ધર્મ. એ સુણી ઓત્રા બોલતી, હું જાણું સ્ત્રી ધર્મ; ઘરબાર જાવા લાગિયું, કોની રાખું શર્મ. શરમ ધરમ શું ઓઢવા, પાથરવા વપરાય; વ્યવહાર ચાલે પાંશરો, તો એ સૌ સચવાય. શરમ આમન્યા પળાવો તો, વળો તંબુએ નાથ; તે વિણ વાગ છોડું નહિ, શેં પકડયો તો હાથ. ત્યારે અભિમન્યુ કહે મનની તજો મમત; પાછા વાળ્યા ના વળું, ન હોય બાળ રમત. સ્વભાવ નરનો આકળો, જાયે હદની બહાર; સમજી વેણ મુકો તમે, નહિતો ખાશો માર. ત્યારે ઓત્રા હશી પડી, નિકળ્યો હાવો બોલ; મારો તો શીરછત્ર છો, ચિતે લ્હાવ અતોલ. તમ કર જો મુજને અડે, તો હું થાઉં પાવન; એ વાતે નહિ શોચના, હરખાયે મુજ મન. સુણ વામા મન રાખોને, ચોહદ અવની માંય; રાજ—બાળ—ને જોગહઠ, ચોથી સ્ત્રીહઠ કાંય. તેમાંની બે મુજ કને, તેનો લ્યો વિવેક; તેથી તમે ઝીનો નહી, તમ પાસે હઠ એક. સ્ત્રીહઠ એકજ તાહરી, મારી સુણ તું બેજ, રાજહઠ ને બાળ-

હઠ, તો ઝીતું તુજનેજ. ત્યારે ઓત્રા એમ કહે; સુણો બાવનવીર; ત્રણ હઠતો મુજમાં રહી, તે કહું રાખી ધીર. રાજપુત્રી રાજરાણી, રાજહઠ તેએક, બાળક છું તો બાળહઠ, સ્ત્રીહઠ વાળે છેક. બે હઠ તો છે તમ તણી, ને ત્રણ મારી હોય તેથી પાછી નહિ પડું, તમ પિતા મે'તા જોય. કાચી મને નવ જાણશો, ભણી અરજુન મોશાળ; માટે વાદને નાદ સૌ, તજી વળો નિરધાર. વચન એવાં સાંભળી; મનમાં કીધો તોલ; કાચીતો કંઇ છે નહિ, કેવા બોલે બોલ. દેખાય છે તો બાળકી, બોલ્યામાં બહાદુર; વૈરાટ રાયની દીકરી, ગુણે છે ભરપુર. નરસુત એમ વિચારી કહે, મારો નથી ઉપાય; રણચડયો પાછો વળું, તો મુજ ઇજ્જત જાય. તુજ પર પ્રિતિ અતિ ઘણી, પણ છઠ્ઠીનાટાંક; યુદ્ધ ચડયોને મોડી આવી, બેઉ કરમનો વાંક; એમ કહેતાં થયો ગળગળો, ઝળઝળીયાં આવ્યાં આંખ. અરે દૈવ આશું કર્યું, મનમાં રહી મન ઝાંખ; પેર્યું ઓઢયુ ન ભોગવ્યું, ખાધું ન પીધું રોખ. કંઇ લાહો લીધો નહિ, કોણ જનમનો દોષ. કિલ્મીષ વિણ આ નરનો, કર પકડયો ફાંસુ; વચન એવાં સાંભળી, ઓત્રાને આવ્યાં આંસુ. વલણ. આંસુ વહે ચોધાર ચક્ષુ, દેતી પતિને આણરે; દાસ છગન કહે તારૂણી, તજવા બેઠી પ્રાણરે.

## કડવું ૪૦ મું રાગ પરજ.

તમે રથ ખેરો તો કાઢું પ્રાણરે, હો નણદીના વીરા; તમે ચાલો તો ધરમરાયની આણરે. નણદી૦ રણમાં શું રડવડતી મુકો. ઓ છેલછબીલા નાથરે; પરપુત્રી નાંખો ખાડમાં, તો નહોતો પકડવો હાથરે. ન૦ સોળ કળાનો શશી શોભે, તેવી શોભા તમારીરે; જેવું હસ્તીનાપુર બેસણું, તેવી હું અર્ધાંગા નારીરે. ન૦ રાજહંસતો જાણી કરીને, મેં'તો કીધો સંગરે, જો જાણત બગ બાપડો, તો કદી ન અરપત અંગરે. ન૦ હૈયામાં અતિ હુંશ હતીકે, બેસશું જોડા જોડરે, છછજન્મે વૈર ભોગવ્યાં, સાતમો નડે રણછોડરે, ન૦ નાનપણે હોંશે ખાવું પીવું, તરૂણે પટ નવરંગરે; સંસારના વૈઓગે મુકી, શું લઢવાના ઉમંગરે. ન૦ આ શો ઉદ્યમ યુદ્ધનો પિયુજી, જમન ધરી હઠ વાતરે; ભીમ સમા કાકા લઢનારા, બ્હાદુર અરજુન તાતરે, ન૦ ગટોર્ગચ્છ જેવા શુર બંધુ, વૈરાટ રાય શ્વસુરરે; તેમ છતાં તમે આગળ ધાઓ, તે મુજ કરમ કસુરરે; ન૦ શુભ શુકને માંહ્યરે, પધરાવી, પરણાવી મુજ બાપરે; તેકાળે મને કેમ નડંખ્યો, કાળો મણીધર સાપરે. ન૦ બાળાપણમાં રામજ રૂઠયો, નશીબ મારૂં ફુટયુંરે, આનંદની લેહેરમાં કેર કરોછો, નથી મિંઢળ હજુ છુટયુંરે. ન૦ વાંક કોને દઉં પીયુજી, દોરા કંકણ ન છુટયુંરે; પરણ્યા કેરૂં તાંબુલ તેતો, પાનેતરેથી ન સુકયુંરે. ન૦ ચક્રાગઢની ચોરી કીધી, બાણ વડે પોંખાશોરે; અનંત બાણ લોઢાનાં વાગે, રૂધીર વરણા તો થાશોરે. ન૦ વ્યુહે ચઢશો ત્યાંતો અડશો, લઢ

અપ્સરા જાશેરે, હવે નથી હું મુખ દેખવાની, દરશન દુર્લભ થાશેરે. ન૦ અગમ નિગમતો સુઝે પિયુજી, દયા ન દુશ્મન લોકરે; અપશુકન તો ઘણા થયા છે, આવ્યાની આશા ફોકરે. ન૦ અરેરે જોબન શે જળજાશે, ભ્રેહવેરી થઇ લાગેરે, કર્મ હીણી રડીશ રજની, તમ ભીંડ તે કોણ ભાગેરે. ન૦ રંગ રૂપ રૂપી અંગની વાડી, ખીલે કળી નવરંગરે; માળી વિણુ કોણુ ત્રિણે ફુલ્લ, કરમાય તેની સંગરે. ન૦ ઓઢી પહેરી હરીફરી નહિ,ના થઇ સૈયર સમાણુંરે;સાસરે પીહેર ગઇ નવ આવી, આજ઼ ઘુંઘટ તાણુંરે. ન૦ કર ગ્રહી મને અધવચ લાવી, મધ્ય નદીએ શું મુકોરે; એકવલેની હું નહિ સ્વામી, અમ્રત પીતાં ચુકોરે. ન૦ દગો કરી ઘો દુઃખ દુખીયણુને, રાજ નહિ તમ રીતરે;કર સાહી તરછોડો સ્વામી, તોડો લગનની પ્રીતરે. ન૦ આ મુખકાન્તિ નથી દેખવાની, દેખું તો સવળા પાસારે; રંકરમાને રડતી મુકો, ભાગો ભવોભવ આશારે. ન૦ તમ વીણુ ઠરવા ઠામ ન મારે,ના મળે ઠંડી છાંયારે; મારા ખાળ્યા નહિ ખળો તો, તજુ કંથ વિયોગે કાયારે. ન૦ વલણુ. કાયા તજુ હું કંથજી, નિશ્ચે માનો સાચુ રે; લલના લળીલળી માન માગે, થવા કંથ મન કાચુરે.

## કડવું ૪૧ મું રાગ મેવાડો.

ગોરી મુકો ઘોડા કેરી વાગરે, કુંવરી રાય તણી; મારો રથ જાવાને ઘો માગરે, કુંવરી૦ ટેક. સન્મુખ શ્યામા રડે રામા, નિર્દયને આવે દયાયરે; કોમળ કંઠે કરગરો પણ, નથી હવે ઉપાયરે. કું૦ રડીરડીને શીદ રડાવો, હૈયે લાગી હોળીરે; વણુ વહુનીએ કાળજ બાળે કલેશ કરો લેળીવળીરે.કું૦ હોંસ હતી તુજ પેડ મુને કે, નરનારી બેસું જોડરે; છેડે જનમ વીતી સાન ને, પુંઠ પડ્યો રણછોડરે. કું૦ એ મા ને મન ગમતું કીધું, વેણુ અગ્રત વરાણાવ્યાંરે; હોંસ મનની રહી મનમાં, પાટા બાંધી પરણાવ્યાં રે. આ વેળા જે આવું જીવનો, કરે કરૂણા દશરે; તો તો મોશાળ ઉજાડી છેદુ, ફુંણુ મામાનું શીશરે. કું૦ તે પછી તુજ સંભાળ લેઉં, કરૂં સકળ વહેવારરે; જંપવળો નહિ તવ લગ જીવને, હઠાલો ક્ષત્રી કુમારરે. કું૦ આમન સામન મુખ જોઇ ગોરી, બેને હૃદય બળવુ રે; જીવતર આશા ફોકટ જાયતો, બેઉ પેલે ભવ મળવું રે. કું૦ મુજ કાકા તુજ તાત દેખે, શરમ આવે મનમાં રે; કરી કલેશને કલેજુ બાળો, તાપ ઉઠે અતિ તનમાં રે. કું૦ શીદને તમે દુશમન હસાવો, દેખે શતરૂ લોકરે; ચાહે તુજ મુજ કાય પડે પણ, વળ્યાની આશા ફોકરે. કું૦ વલણુ. આરા તજે વળવાની ગોરી, હઠ મુકે મુજ નારરે; દાસ છગન કહે તવ તો ઓવા, કરેછે હાહાકારરે.

## કડવું ૪૨ મું રાગ કાફી.

વદ વેણુ પતિતાં શુણી, હૈયા ફાટ રડે છે તારૂણી; દગો દેવા અહો નાથ

ધાર્યો, મારો સ્વાથ કશો ન વિચાર્યો. મને ભર્યા અમ્રિતથી કાઢી, ઉંચે આકાશમાંથી પછાડી; હવે ના રહયો આધાર મારે, આવું કરવું. ન ઘટે તમારે. પેશી પેટમાંને છરી મારી, મને બેહક ઢીંચણ ઢાળી; શાણા સોડ તણો ઘાત કીધો, રાખી હાવને દગો દીધો. એતો વલવલવા લાગી એમ, વનટી ટોડી ટળવળે જેમ; ઓત્રા અતિ દુઃખહરિયે પેઠી, વાગ પકડેલી ગગળી બેઠી. શીશ પાષાણ સાથ પછાડે, હાથ ખેંચી મસ્તક કેશ કાઢે; કાલાં કાલાં વહાલાં વેણ વદતી, ત્રાસવંત વિલાપજ કરતી. ધ્રુશકા મુકી તારૂણી રડતી, અહો કંથ મુકીરે રખડતી; મારૂં આ ભવમાં કોણ બેલી, પરણ્યો પીયુ જાય છે મેલી. એહ દેખો અભેમન્યુ સાર, કહે હઠ હવે મુકો નાર પતિવાએક ઘા ભર્યું સુણી, ઉભી થઇ તે થથરતી તારૂણી. કહે શીખ ઘો સ્વામી વિચારી, જાવ છો પતિ વણ મોત મારી; પ્રભુ નવ થાવ હઠીલા ઝાઝા, વ્યુહ રઢ મુકો બાળા રાજા૦ વલણ. રઢ મુકોને વ્યુહ જવાની, અહોહો બાળા રાયરે; દાસ છગન કહે સાંભળો, ઓત્રા વિલાપ મહિમાયરે.

## કડવું ૪૩ મું રાગ મેવાડા લેહેકણી.

મને મારીને રથ તો ખેડરે બાળા રાજારે, મને યુદ્ધે સાથે તેડરે બાળા રાજારે. મને યુદ્ધે જોયાના કોડરે બા૦ આપણ સરખા સરખી જોડરે બા૦ રથ જેમ રખાવું તેમ રાખોરે બા૦ નહીં તો મારા હૃદેપર હાંકોરે. બા૦ લાવો હું ધારૂં હથીયારરે બા૦ કરૂં કૈરવનો સંહારરે બાળા૦ મને આપો તમારી તરવારરે બા૦ ચક્ર વ્યુહ કરૂં તારો તારરે. બા૦ મને દીયો તમારી ઢાલરે બા૦ રક્ષણ માટે સાથે લઇ ચાલરે બા૦ હું તો અગણિત ગુણ ગણેલીરે, બા૦ મેં તો વ્યંઢળની વિઘા ભણેલીરે. બા૦ હું તો ધારૂં ધનુષ ને બાણરે, બા૦ કરૂં કૈરવને હેરાનરે બા૦ નડયાં કયા જનમનાં કૃત્યરે. બા૦ વાઢયાં કુવે ઉતારી વૃતરે બા૦ મને થયા છે માઠા શુકનરે. બા૦ તમે સમજો સાસુ કેરા તનરે બા૦ જેવી ટોળી વછુટી મ્રગલીરે. બા૦ હું તો તેમ મરૂં ટળવળી રે. બા૦ પાસે બેશીને પાળી મારી રે બા૦ મને ઢીંચણમાંથી ઢાળીરે બા૦ મને ભર્યા અમ્રતમાંથી કાઢીરે. બા૦ ઉંચે ચઢાવી મુને પછાડી રે. બા૦ આપી વિશ્વાસને વિખ દીધું રે બા૦ ન જોઇએ એવું કીધું રે. બા૦ મેં તો પુર્વે કીધેલાં પાપરે. બા૦ મને નડયા હશે રૂષિ શાપરે. બા૦ ધોયું ગંગામાં મળ મુત્રરે. બા૦ મારૂં ભાગે છે વરસુત્રરે બા૦ મેં તો મળતાં ભાગ્યાં ચેત્રિશાળ રે બા૦ કે અભડાવી વિપ્રની થાળરે. બા૦ મેં તો ધાવતાં ધેન વછોડીરે બા૦ કે શું સરોવર પાળજ તોડીરે. બા૦ મેં શું ઉન્હાળે ઉઠાડી પર્વરે, બા૦ કે દઇ દુઃખને ધર્યો ગર્વરે બા૦ મેં શું છાણે છાણું ભાગ્યું રે. બા૦ તેનું પાપ મને શું લાગ્યું રે. બા૦ તે વિણ આવું નવ હોયરે બા૦ મારૂં બેલી મળે નહિ કોય,

રે. બ૦ વલણ. બેલી મારૂં કો નહિ, એ અલબેલા નાથરે; દાસ છગન કહે વલવલે, ઓત્રા પતિની સાથરે.

## કડવું ૪૪ મું રાગ મેવાડો.

મને સુઝે અગમ નીગમ પેરરે. બલવંત બહાદુરરે; તમે નહિં આવો હવે ઘેરરે. બ૦ બહાદુરરે. મારા દીવસ તે કેમ જાયરે. બ૦ મારૂં યૌવન કેમ સચવાય રે. બ૦ મારૂં ફરકે જમણું લોચનરે બ૦ દેખું રંડાપાના દનરે. બ૦ કષ્ટ દીન કઇ રીત જાયરે. બ૦ ખાતે પીતે શરીર શોષાય રે. બ૦ વિધવાનું સગું નવ થાય રે. બ૦ તે તો સર્વની ઠેસો ખાયરે બ૦ દીસે વીધવાને જગત ઝેરી રે. બ૦ થાય વાડનો કાંટો વેરીરે. બ૦ ડગલું જ્યાં જ્યાં વિધવા ભરેરે, બ૦ ત્યાં તો ભોમી ભારે મરેરે બ૦ અડતાં પાલવ લાગે લંછન રે. બ૦ તુટી પડે ભડાકે ગગન રે બ૦ તેનો કરોને મન વિચારરે. બ૦ મારો એળે ગયો અવતારરે. બ૦ એમ કહી રથે શીશ પછાડેરે. બ૦ એ તો કેશ સમુળા કાઢેરે, બ૦ એમ આક્રંદ ત્યાં આચર્યું રે. બ૦ ગંગા યમુનાનું નિર થંભ્યું રે. બ૦ ત્યાં તો પવન અવળો વાયરે. બ૦ ગજ ઘોડા તે ઘાસ ન ખાયરે. બ૦ ઓત્રા રોતાં રોયું બધું વનરે. બ૦ ત્યાં તો ભોમી ભાસે શમશાનરે. બ૦ ચારે દિશાએ રડે શ્વાનરે. બ૦ બેઠાં રડે વૃક્ષે પંખી જનરે. બ૦ આવી વાદળ છાયું ગગનરે. બ૦ દીસે ઉદાસી સર્વને મનરે. બ૦ વલણ. પ્રસરી ઉદાસી કુરૂક્ષેત્રમાં, સહુને દુઃખ અપારરે; દાસ છગન કહે તે સમે તો, વદતો નર કુમારરે.

## કડવું ૪૫ મું રાગ સવૈયા.

વૈશંપાયન એ રીત બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી હું તુજને કહું છું, ચક્રાગઢ મહીમાય. અતિ આક્રંદ પતિ દેખી બોલ્યો, વળતી નરકુમાર; જરાક વ્હેલી જો આવી હોત, ન નિકળત ઘર બહાર. ઉપાય મારો નથી હવે, ચાવ્યું છે મેં પાન; બોલ્યું મિથ્યા હું કરૂં તો, નામ શેનું અભિમાન. માટે તું તો હઠ મુકી દે, એટલો હશે સંસ્કાર; વૈભોગ માટે આટલો યત્ન, તું કરે છે નાર. વૈભવ વ્યાધી જાણે ઉપાધી, ફોકટ વૈભોગ સુખ; જેમાં જેમાં તું સુખ માન, તે તો જાણે દુઃખ. મહત જન સંસાર તજે તે, શુભ કરણીને સારૂ; માયાના વૈભોગ ઇચ્છે, તે તો છે અંધારૂં. વચન સુણી ઓત્રા વદતી, તજવો કયો સંસાર; અનિતિ તો તજી તેણે, તજ્યો છે વ્યવહાર. મોટા મોટા જે કહેવાયા, નથી તજી નારી; વરૂણ કુબેર ઇંદ્ર વન્હિ, તે સૌ છે સંસારી. બ્રહ્માએ રાખી બ્રહ્માણી, લક્ષ્મી વિષ્ણુ સેવે; શીવ જનમના જોગી તો પણ, ઉમયા રાખી એવે. નારી વિ-

ણુ સંસારજ કયાંથી, થયું નારીથી જક્ત; જ્ઞાની પણ નારીથી જન્મ્યા, નારીથી થયા ભક્ત. નારી વણ તો કોણ થયું છે, બતાવો હે નાથ; સ્વર્ગ પમાડવા વાગી નારી, સત્ય માનજો વાત. એ સુણી વધો અભિમન્યુ, બોલ્યો બહાદુર આપ; પણ જો હું પાછો વળું તો, બ્રહ્મહત્યાનું પાપ. પાન તણા તો કહેવાય દહાળા, માટે જાવું હેઠ; નામ લાજે તાતનું ને, લાજે જનુની પેટ. રણ ચઢયો તે ફરે ન પાછો, તે કહેવાશે શુરો; શુરાતન તો તજી જીવવું, તેનો જન્મ નહિ પુરો. યુદ્ધે ચઢતાં મુજ માતાએ, કીધું બહુ કલ્પાંત; તેનો રોકયો ના રહ્યો ને ના થયો હું શાન્ત. હવે તારો રોકયો રહું તો, જગત કહેણી થાય; કહેશે રડી રડીને થાકી, એની જનેતાય, તેની દયા જરા ન આવી, ને ખાળ્યો નવ ખળિયો; અને નારીનુ મુખ દીઠું, એટલે પાછો વળિયો. માતા કરતાં વધી માનની, લોભાયો કામે કામી; કહેણી થાય એવી જગતની, કહેવાય મુજમાં ખામી. નામ ગયું ને પછી જીવવું, તે જીવ્યું ધિક્કાર; માટે અટકી વળું ન પાછો, મુકો હઠ હો નાર. ત્યારે ઓત્રા વદી વાણી, મારો નથી ઉપાય; સોગન લઇ તમે બેઠા, અરે દૈવ શું થાય. પણ શાણા સરદાર સાંભળો, મુજ ગરીબની વાત; માગી લઉં છું તમ કને, કષ્ટિ કાપો નાથ. પુત્ર એક મુને આપો, સરે સઘળાં કાજ; ક્રીયા તમારી તે તો કરશે, રહેશે જગતમાં લાજ. માટે મને રૂતુ દાન આપો, જેથી વધે ઘર સુત્ર; મને એવું લાગે છે કે, નિશ્ચે થાશે પુત્ર. તે સુણી અભિમન્યુ બોલ્યો, શું વદી તું વાણ; રણ જાતાં સ્ત્રીને ન અડીયે, નારી નર્કની ખાણ. શુરવીર નર સ્ત્રીને ન ગાંઠે એ અંગ ગોખરૂ ગાત્ર; માટે માનુ નહિ હું તારૂં, નારી નર્કજ પાત્ર. ત્યારે બોલી ઓત્રા નારી, સમજી વદવું વેણ; ભાવે એટલું ખાવું નાર ને, વદવું અતિ ન વેણ. વલણ. વેણ અતિ વદવું નહિ, જે આવ્યું મુખ જયાંયરે; દાસ છગન કહે સાંભળો, સાર થોડા માંયરે.

## કડવું ૪૬ મું રાગ દોહા ઢાળ.

બહુ ભલુ નહિ બોલવું, બહુ ભલી નહિ ચુપ; અતિ ભલુ નહિ વરસવું, અતિ ભલી નહિ ધુપ. બહુ બોલ્યામાં માન નહિ, રહે નહિ તે માપ; માટે વિચારી બોલવું, હે મુજ કંથજ આપ. હે નારી હું સમજી બોલું, નારી નર્કની ખાણ; કહે ઓત્રા સમજી બોલો, કંથજી ચતુર સુજાણ. કુંવર કહે સમજી બોલું છું, નારી નર્કનું પાત્ર; કહે ઓત્રા હું બોલીશ ત્યારે, રીશ ચઢે નિજ ગાત્ર. કુંવર કહે કહેવું હોય તે, સતવાતે શો ખેર; કહે ઓત્રા તો સમજી લેજો, રીશ ન કરશો લગાર. સર્વ નારી નર્ક કહો તો, છે તમ માતા નારી; મારી તમારી યોગી મુનીની, સર્વની માતા નારી. તવ કુંવરે નીચું જોયું, ન્યાય વાત વિચારી; નારી કેરી નિંદા

કીધી, તેહ વાત નહીં સારી. ઓત્રાએ પણ મન વિચાર્યું, પતિને માઠું લાગે એવું સમજી બોલી મુખથી, ભેદ હતો તે ભાગે. સુણો મારા સુજ્ઞ સ્વામી, હું દાસીની વાણી; તુચ્છકાર કરવો ના ઘટે, સ્ત્રી રત્નની ખાણી. રત્ન નીવડે તમો જેવાં, પ્રગટ આક્રમી થાય; તેની જણનારી તો નારી, રત્ન ખાણ કહેવાય. રત્ન નિપજે દરિયામાં તે, રત્નાકર કહેવાય; નારીમાંથી રત્ન નિપજે, રત્નખાણ તે થાય. યોગી જ્ઞાની કો તપસ્વી, કો શુરા કો દાતા; કો દેવાંશી કોતો ભક્તા, રત્ન સમા ગણાતા. તે જાણો સૌ રમા ઉદરથી, સમજો ચતુર સુજાણ; માટે સઘળી નારીને, વદો ન નર્કની ખાણ. રત્ન ખાણ તેને તો સમજો, વાણ વિચારી બોલો; નર્ક ખાણ કહો તે સાચું, તે પડદો તો ખોલો. જે જનેતા ઉદરમાંથી, જન્મે નિર્દય પાપી; અધર્મી ને અન્યાયી નાસ્તીક, અવળચંડો અમાપી. વિવેકહીણો મશ્કરીખોરો, તસ્કર ને સુરાપી; વિશ્વાસઘાતી આદિ જાણો, જે અવગુણ અથાકી. તે જનની જણનારી નારી, તેતો નર્કજ ખાણ; સંશય નવ કરશો નાવલીયા, સત્ય વદુ છું વાણ વચન એવાં સુણી મનનો, સંશય તો નિવરત્યો; કહે કુંવર મનમાં થઇ ચાતુર ચતુરા ચેત્યો સુણી રમાનુ એહ બોલવું રાજી, કેવો કર્યો જોડ તોડ; કહે અભીમન્યુ પ્રવીણ ઝાઝી, કરી દેખાડયો કોડ. એની સાથે વાદ વિવાદે, હું તો બર નહીં આવું; એમ સમજી કહે અભિમન્યુ, એ અબળા હું જાઉં. કહે ઓત્રા સુણો સ્વામી, બુદ્ધી ગઇ છે નેવ; વેણ એકનું એકજ બોલો, હઠ તણી શી ટેવ. એક વેણ તણી હઠ લેવી, બીજો નહિ વિચાર; ચતુર કોણ કહે તેવાને, ઓ મારા ભરથાર આ પરથી હું સમજી એવું, મતી નહી તીલેક; બને બાજુ ના તપાસો, વીચાર શક્તિ નહિ લેશ. ત્યારે તો અભિમન્યુ બોલ્યો, જાણે જગત સહુ કોય; પુરૂષ કરતાં પ્રેમદામાં શું ! અધિક બુદ્ધિ હોય. કહે ઓત્રા અદકી મતી, પુરૂષમાં નવ જાણ; મુજ પ્રશ્નના ઉત્તર આપો, અધિક મતી પરમાણું. વલણ. અતી મતી હું કયારે જાણું, પ્રત્યોત્તર દો મુજ તણા રે; તો જાણીશ સમજી હઠ ઝાલી, મુજ ઇશ છો જ્ઞાની ઘણા રે.

## કડવું ૪૭ મું રાગ સામેરી ચોપાઇ.

હોય આજ્ઞા તો પ્રશ્ન પુછું, થાય ઉત્તર તો દાસ હું છું; પછીના કરૂં હઠ ઝાઝી, જાઉં તં સુએ થઇ રાજી. નહીં કરૂં હું તો આડો હાથ, તમે સત્ય જાણો મમ નાથ; પ્રશ્નોત્તર ન થાય તદાપિ, પુત્ર આપો જાવ અધાપી. હું તો તમારી તમે મારા, એક વચને બંધાવું પ્યારા; ત્યારે બોલ્યો નરસુત કેણ, થાય ઉત્તર પુછે તેમ. મુજથી ઉત્તર નહિ થાય, તો તારે દેવો પડે ત્યાંય; પછી ઉત્તર નહી દે તું, તો તો ક્રોધ વ્યાપે અતિ હું. મુજથી ઉત્તર થાયે તેહ, પ્રશ્ન પુછજે મુને એહ: એમ વદી

નીજ કર માંહે, વેણુ લીધું અગ્નળાનું ત્યાંયે. ઓત્રાએ પણ દિધ વચન, તવ રાજીપે વધ્યો રાજન; તુજ પ્રશ્નોતર દેવા ધન, તેતો સહજ છે મારે મન. ઉત્તર દેઈને જુદ્ધે જાઉં; તુજથી રોકાયો ના રહેવાઉં. ના દઉં ઉત્તર તો દઉં સુત, પછી જુદ્ધે જાઉં ત્રત. હવે પ્રેમદા થાઓ ત્રૃષ્ણ, તવ કરજોડી પુછે પ્રશ્ન; ધ્યાન દઇ સાંભળજો નાથ, પ્રશ્ન પુછું હું અનાથ. વ્રત એકાદશી આચરીયું, પીતૃ શ્રાદ્ધ તે દન કાવીયું; તે દીન દારા ગર્ભજ સાધ, એ ત્રણનો શે છુટે બાધ? શ્રાદ્ધ સારી જમે નહિ આપ, તો પીતૃજન દે છે શાપ; શ્રાદ્ધ સારીને જો જમે, તો એકાદશી વ્રત નીર્ગમે. નારીને રૂતુના આપે, તો બાલહત્યા પાપજ લાગે; જો નારી રૂતુદાન અપાય તો એકાદશ પાપજ થાય. ત્રણે વાતમાં દીસે બાધ, વીચારો વીવેકે સાધ; ત્રણે કારજ કરવાં નેક, તેમાંનું નાખવું એક. બે કરોને એક તજાય, તો ચતુરાઇ નહી ગણાય; ત્રણે કરવાને નહી બાધ, તેની મતી અતી અગાધ. નર સુત સુણી વીચારે પડયો, વીવેક મનમાં તેને અડયો; તો પણ કશું ન સુઝયું નેક, જડયો ન તેને રસ્તો એક. વલણ. રસ્તો જડયો નહી કુંવરને, થયો આકળો ભુતરે; તવ ઓત્રાને કહેવા લાગ્યો, પ્રશ્ન કર્યું તેં તુતરે.

## કડવું ૪૮ મું રાગ ચોપાઇ.

વૈશમપાયને વધા વચન, સુણ અભીમન્યુ સુત તન; તુજ દાદો મુખ બોલ્યો એમ, આનો ઉત્તર હોયે કેમ. રૂષી મુની તો મથીને મરે, આનો ઉત્તર કોઇ ન કરે; પ્રશ્ન પુછ્યું તે કચવું અતી, ઉત્તર તો જડવાનો નથી. તજી દીયે એક એકાદશી, તો આંટી નહી એમાં કશી; ત્યારે ઓત્રા બોલી એમ. વ્રત એકાદશી તજીએ કેમ એક મુકી કરે બીજું સીદ્ધ, તેમાં શી બુદ્ધીની નીધ; એક ખરૂં એક ખોટું કરે, તે મતી વીણ જાણો ખરે. જુઓ વેદમાં ભેદ અપાર, કહે સાકારમાં નિરાકાર; એક સાચુ એક જુઠું લહે, તેની બુદ્ધી કાચી કહે. ભણ્યો ખરો પણ ગણ્યો ન તેય, તેથી ખોટું એક સાચું કેય; ભણ્યો છશાસ્ત્રને ચોવેદ, પણ નહી સમજ્યો તે ભેદ. તેથી ખરૂં એક ખોટું કહે, તેનું પ્રાશ્ચીત મોટું લહે; સર્વ વચનનો સમજે ભેદ, તે ભણ્યો છે શાસ્ત્ર વેદ. પુછી પ્રશ્નમાં ત્રણ રીત, તેહ સાચવે સુજ્ઞજ નીત; તવ નર તન કહે તારૂણી તોલ, મન માને ઇમ ઉત્તર બોલ. બોલી ઓત્રા થાપો બોલ, આપો પુત્ર તમે અતોલ; પછી કરૂં હું ઉત્તર આજ, નહિં હરામ થાઉં પરીતાજ. તવ કુંવરે વિચાર્યું મન, તંબુ તાણવા ધાર્યું તન; જોયું ત્યાં દળ સામું છેક, મળી ગટોરગચ્છ દ્રષ્ટી એક. કરી તદા ત્યાં તેને સાન, પાસે આવ્યો ભીમ સંતાન; કહો ભાઇ મન આવ્યું શુય, સાન કરી બોલાવ્યો હુંય. વક્ર દ્રષ્ટી જોઈ કહે અભીમાન, વીરાં હોલે વામા મહાન; માટે તાણવા તંબુ ભ્રાત, આડી દ્રષ્ટે કીધી વાત. સુણી ગટોરગચ્છ

ત્યાંથી ગયો, સેન સમીપે આવી રહ્યો; માયાવિને શી છે વાર, કરી માયા ત્યાં અપરંપાર. બસો પાંસસો કીધા દાસ, કર્યો હુકમ ત્યાં તેને ખાસ; જંગલમાં મંગલ કરો, જાવ ભાઇ તંબુ આદરો. કોઇ વસ્તુની ના રહે ન્યુન, હાંડી તખતા ઝુલ અમુલ; છપરપલંગને ખુરશી ઘણી, જાણે મીનાકારી બની. ગાદી તકીયા ગલેચા રજાઇ; ઓછાડ મોતી ઝુલ સજાઇ; કહેતાં થાકે શારદા શેષ, એવું ભવન ત્યાં કર્યું બેશ. સૌને મન સંશય તો થાય, આશું ઇંદ્રભવન કહેવાય; કાંઇ નહોતું ને આ શું થયું, આ કૌતુક ના જાય કહ્યું. એવું ભવન તો પટનું કરી, માયાવી તો ચાલ્યો સરી; એટલે રથથી ઉતર્યો રાય, તે તંબુમાં તેહ પળાય. ઓત્રાએ પણ તજી લગામ જઇ કર્યો તંબુમાં વિશ્રામ; બે જણાં કરતાં હાસ્ય વિનોદ, આપે પાન ધરી મન મોદ. વલણ. પાન આપે મુખમાં, અન્યોઅન્ય ધરી મોદરે; દાસ છગન પ્રભુ પાતાળમાં, જાણગો તે વિનોદરે.

## કડવું ૪૯ મું છંદ.

પ્રાભુ પતાળ, દીનદયાળ, શરણાધાર, હૃદયમાળ; વિચારવાર, અપારપાર, તરતતાર થનથનાર, મને વિચાર, દયાજધાર, વારનવાર. ભુપતિપાળ, ભુવનભાર, વિજયમાળ, તદા શી વાર; મનેજ ધાર, કરે રસાળ, સેવક સાર, વંશ વધાર, વાત વિચાર. દયા દર્યાવ, હૃદયહાવ; કરેશું મ્હાવ, કહું અસાવ, સુણજે સાવ, ગમારગાવ સાન ન લાવ; ભજનભાવ, જાણીયંજર. દોહા—કીધ વીચાર શ્રીકૃષ્ણજી, કરવો ભાણેજ ધ્વંશ; પણ મારેતો રાખવો, મુજ ભક્તનો વંશ. અલ્પ વખતમાં શું થશે, કોદારસ કયમ હોય; અર્થ સરે નહી તેહથી, મં રહે નહી તોય. એમ વીચારી કરી આજ્ઞા, ભાનુ તુષણ માસ; થંભી રહેને એ જગે, જ્યાં છે ત્યાં અ કાશ. જગને જાણુ પડે નહી. માટે કીધ ઉપાય; જલાંજલી કર લઇને, કીધ આવાહન ત્યાંય. દેવ દાનવ કીટ માનવ, થાજે નિદ્રાહીણ; ક્ષુધાપીપાસા લઘુશંકા, દસ્ત થાજે પણ ક્ષીણ. વેળા કવેળા તજો ભ્રાન્તી, નીવરતી સહુજન; સંદેહ ન હોય કોઇને, નીવરતી શાન્તી મન. એમ વદી જળ અવચન કીધું, વળી જળ હાથ; શુદ્ધગર્ભ થવા માટે, વિચારે નર નાથ. ગર્ભ દીવસે જો રહે તો, વર્ણસંકર તે થાય; નષ્ટ વસ્તુ ભક્ષણ કરે, ઊમારગ પળાય. અધર્મિ અન્યાઇ કાઢી, સુમારગ નવ સમજે; ધર્મ ઉથાપી અધર્મ થાપે, નર્કજીવ નીપજે, દીને સંગ મનુષ્યે વર્જ્યો, પશુ પક્ષી કીટ કર્મ; માટે ભાનુ કીરણ પડે નહીં, એમ કરૂં આકર્ણ. વીચારી એવું વાદળ આણ્યું, વળી ધુમર વરસાવી; પાસે જનતો મુખ ન દેખે, એવી આંધી ફાવી. આપ સુર્યનો દુર કરીને, કામ કર્યું નીરવાદ; ભક્ત વચ્છળ ભુધરે, પાતાળે રહી ધરીયાદ કર્ત્તા હર્ત્તા શ્રી પોને તો, તે કેમ જાથે ચુકો; મારવો ભાણેજને પણ, વંશ રાખવો મુકી. વલણ. વંશ રા ખવા પાંડવ કેરો, પતાળ રહી કર્યુ કાજરે; ભક્તાધીન છે ભુધરો, રાખે સૌની લાજરે

## કડવું ૫૦ મું રાગ ધોળ.

પતિ પત્નીને હેત અપારરે, પ્રેમ ધરી માંડયો સંસારરે; રમતે ગમતે વેળા વીતી નેટરે, હરીકૃપા રહ્યા ગર્ભ પેટરે. પરીક્ષત જન્મ એહ કથાય રે, રાખે શ્રદ્ધા વંશ વ્રદ્ધિ થાયરે; જેણે રાખ્યો છે ધર્મ પાયો એકરે, કળીજુગ વ્યાપો નહિ છેક રે. સુણી સપ્તા પામ્યો મોક્ષ જેહ રે, શ્રોતા સુણી ધારો ન સંદેહરે; ન પાંડશી પૃથ્વી કરવારે, અશ્વત્થામાનું અગ્ન્યાસ્ત્ર હરવારે. ત્યાં તે ભુધર ભીડ જાણી રે ગર્ભમાંથી પીડા તો પ્રમાણીરે; આવી અદ્રષ્ઠ થઇ મહી પેઠારે, વાળી અગ્ન્યાસ્ત્ર હેઠા એકરે. તેહ પરીક્ષતે ધર્મ ધાર્યો રે; જેણે ભગવત પ્રકટ પાડયો રે. શ્રદ્ધાવંત કરે પુન્ય દાનરે, તેને દે પ્રભુ સુખ સંતાન રે. ભુરે સાભળ ભગવત મનરે, ભુતયોની પતન રે; રૂપ દેવ ધરી ગયો સ્વર્ગરે, સુણે શ્રદ્ધાએ જે નર વર્ગરે. તેનું પ્રાયશ્ચિત નક્કી જાયરે, મન ચંગા તો ગંગા નાય રે. મન બંધન મોક્ષનું કારણ રે, શ્રોતા ધારો તમે મન ધારણ રે. મન પવિત્ર તો સહુ સારૂ રે, મન બિગડ્યું તો દુઃખ ભારૂ રે; મન રૂપી માતંગ કહાવેરે, જ્ઞાન અંકુશથી વશ થાયે રે. ભક્તિ ધર્મ તજો નહિ કોયરે, તો તો સરવે સુભજ હોય રે; મન શ્રદ્ધા તો પહોંચે કોડરે, મહુ બોલજો શ્રી રણછોડરે. દાસ છગન નાથ સમર્થ રે, મન ઇચ્છિત પુરે અર્થ રે. વલણ. પુરે અર્થ મનના પ્રભુ, ઓત્રાને પુર્યો તેવાય રે; વંશ વૃદ્ધી થાય વ્હેલી, જય જય શ્રી જગરાય રે.

## કડવું ૫૧ મું.

વૈશમપાયન એ રીત બોલ્યા, સુણ પરીક્ષિત તન; વિસ્તારી તુજને સંભળાવું, વ્યુહ યુદ્ધ મહીમાય. પુર્ણ કૃપા કરી પ્રભુ શ્રી ભક્તને, ષટ માસ દીધું સુખ; સંસાર કીધો રૂડી રીતે, ગર્ભ રહ્યા ઓત્રા કુખ. ઓત્રાનું મન આનંદ પામ્યું, પાય પડી તે પ્રિતે; પ્રાણપતિજી બોરે મારા, વંશ વધ્યો શુભ રીતે. પુન્ય તમારા વૃદ્ધ પ્રતાપે, નિશ્ચે પુત્રજ થાશે; કરૂણાળુ પ્રભુ કરૂણા કરશે, એલયે વેલયે દીન જાશે. જાવ કહેતાં જીભ પડે કાપવી, શે કઠણ વચન કહેવાય; સદાય રાખજો કૃપા દ્રષ્ટિ, હાથ હૈયુ ન રખાય. દુશ્મન તારો તાર કરોને, પાછા ન પડશો લેશ; મુજ ભવિશે જે માંડયું તે, નક્કિ થવાનું એશ. પણ પુંઠ પાછી નવ ફેરવશો, દળ દુશ્મનનું હણજો; સૈયર મારી મેણાં દે નહિં, તેવું કામ આદરજો. પાછા ન પડશો પ્રાણપતિ મુજ, થનાર હોય તે થાય; ચિંતા કાંઇ તમે નવ કરશો, જે જાયુ તે જાય. નામ ધર્યું તે નાશજ પામે, કીરતી રહે અખંડ; માટે પાછી પાનિ ન કરશો, કીરત વાધે બ્રહ્માંડ. શુર પુર શુરા ધીર પુરા

મુજ નાવલિયા કંથ; શીખામણ શું તમને આપું, જોશો ન પાછળ પંથ. જય થાશે તો રાજ્ય ને કીરતી, અખંડ તમને વરશે; દૈવ ગોગ કદી એવા હશે તો, આવી અપ્સરા વરશે. એમ કહેતામાં આવ્યાં ઝળઝળીયાં, ભેટી પડી નીજ નાથ; ફરી ફરી મુખ હું કયાં દેખીશ, એમ વદી પતી સાથ. કહે અભિમન્યુ હવે ધીર લાવો, વદેલું વચન થાપો; પ્રશ્ન તમોએ જે ક્ષણુ પુછયાં, તેના ઉત્તર આપો. કહે ઓત્રા કંથ માહરા, સાંભળજો દેઇ ચીત્ત; પ્રશ્નોત્તર છે સહજ એનો, શાસ્ત્ર આધારની રીત. એકાદશી વૃત કીધું હોય ને, હોય પીતૃનું શ્રાદ્ધ; નારીને અ-પવું દાન રૂતુનું, એ ત્રણુનો જે સાંધ. શ્રાધ સાચી જને નહિ તો, પિતૃ થાય નિ-રાશ; જો જમે તો એકાદશી ભાગે, મિથ્યા થાય અપવાસ. તે દીન રૂતુ સ્ત્રીને ન દે તો, લાગે બાળ હત્યાય; જો કરી રૂતુદાન દિયે તો, પાપ એકાદશ થાય. આંટી ઘુંટી એવી એમાં, તેનો છે ઉપાય; બાધ જરાએ આવે નહિ ને, કારજ ત્રણે થાય. ખુલાસો હું આપું તમને, મુછે નાખો હાથ; જાણજો કોહ્યડો કોડિનો છે, એમ કહેશો પછી નાથ. કહે અભિમન્યુ સાંભળ પ્યારી, વાંકુ કેમ વદાય; જાણ્યા કેડે જીવ બગાડે, તે નર ખર કહેવાય. ત્યારે બોલી ઓત્રા રાણી, કરજો ઉંડા વિચાર; ચીત્ત દઇને સમજી લેજો, મન સાથે અવિધાર. શ્રાદ્ધ કરિને પિંડ સુધીએ, જમ્યા રીતે થાય; મધરાત પછી રૂતુ દઇએ, ત્રણે રીત સચવાય. મુખ અન્ન લિધે અપ-વાસ ભાગે, સુંઘે નાવે બાધ; જમવા કેરી જરૂર નથી, પુરણ થાયે શ્રાદ્ધ. અ-ર્ધ રેણી જાતાં સુધી, એકાદશી કહેવાય; મધરાત્રી પછીનો તે દીન, દ્વાદશી-માં ગણાય. તેથી ન લાગે પાપ એકાદશ, બાળ હત્યા નવ થાય; એ નિતીએ જો કામ કરે તો, ત્રણુ તીથી સચવાય. ન્યાય તણો નિજ ઉત્તર સુણી, હરખ્યો મન કુમાર; શાબાશ નારી બુદ્ધિશાળી, વૈરાટ રાયની બાળ. જાવ હવે તંબુએ પધારો, શીખ દિધિ મન ધરજો; દીન રાંક ી માતા, તેની સેવા કરજો. પીહેર પક્ષને સાસ-રીની, આબરૂ રાખજો ઉભી. લાંછન કંથને લગાડશો નહિ, એ ચાતુરની ખુબી. દાંતે ગ્રઇ છેડા દહાડી કાઢો, સમજો રૂડી રીત; મન મુકીને મુજ પછવાડે, પુન્ય કરજો આણી પ્રીત. આશીષ વેણુ વદુ તુજ પ્રત્યે, કલ્યાણુ શ્રી હરી કરશે; જન્મો જન્મ સુખ થશે વળી, હૈયુ તારૂં ઠરશે. રડશો ને કળકળશો નહિ કોઇ, ધીરજ ધરજો નાર; હેત હવણાં જેવું રાખજો, છેલ્લા વેળાનાજ જુહાર. એમ કહી થયો ઉભો, કાંઇ કહીશ ન હાવે; એટલે ઓત્રા આગળ આવી, શીર મુકી પડી પાયે. વલણ. પાય પડી પગ શીર નામી, ઉભી જોડી હાથરે; દાસ છમન કહે પ્રાણ નિરખે, ઓત્રા પોતાનો નાથરે.

## કડવું ૫૨ મું રાગ સામથી.

વૈરાટ કુંવરી વલવલે, હું કયાં દેખીશ મુખ; કંથજી કયારે મને મળો, તમ વણ થાશે કયાં સુખ. વૈરાટ૦ ટેક તમવિણ દિન જાશે નહિ, ભેગા થાશો કયાંય; ચંદ્ર સમું મુખ આપનું, હું તો દેખીશ કયાંય. વૈરાટ૦ પ્રીતી કરી પળ એકની તે તો વીસરે કેમ; ઘડી ઘડીએ યાદ આવશે, પીયુ તમારો પ્રેમ. વૈરાટ૦ પત્ર લખી કયાં મોકલું, આપો ઠેકાણું મુજ; તમ સુખ દુઃખ સંદેશડા; લખો આણીને સુજ. વૈરાટ. કોણ કાગળ લઇ આવશે, તારશે ડુબ્યું વાણ; સંકટમાં સાહે કોણ થશે, કોણ આપશે લહાણ. વૈરાટ. કોણ ઠામ જાશો કેન થશો, નહી સાંભરે હેત; વૈભોગ આજનો ભુલશો, ચતુર ચીતમાં ચેત. વૈરાટ. ચીત્ત ફરી જશે પલકમાં, વિસારશો વૈભોગ; ચાર ઘડીની પ્રીત તે, કેમ જાશે એ રોગ. વરાટ. પ્રાણ પીયુ પ્રાણ માહરા, તમને જોવાની કયાંય; સુંદર શીતળ કયાં નિરખું, છબી હૃદય માંય. વૈરાટ. જે સ્થાન પધારો નાથજી, અને રહો ખટ માસ; તો ત્યાં મુજને તેડાવજો, ચર્ણ ચાંપવા પાસ. વૈરાટ. સાંકડે સેહેવાસ રાખજો, હું દાસી તમ પાસ; તમ વિન ગોઠે નહી, છું તમ ચરણની દાસ. વૈરાટ. તમ વિણ દીન રજની સમો, રાત્રી વેરણ હોય; છતી ચક્ષુ દેખું નહિ, તમ વિણ સ્વામી કોય. વૈરાટ. અભિમન્યુ વ્યુહે નિકળ્યો, ગ્રહ્યો પાલવ હાથ; તમ વિણ મારૂં કો નહિ, ઇહ સંસાર માથ. વૈરાટ. તમ વિણ ઝુરી મરૂં એકલી, ન હોય કોઇ ઓશીંકળ; પ્યારા પીયુ હું શું કહું, નહિ પડે મુને કળ. વૈરાટ. તમ વિણ શણગાર સૌ તજું, કરૂં ભોમિ શયન; ભાવતાં ભોજન પરહરૂં, નવ બેસુ સૈયર સંગ. વૈરાટ. તમ વિણ કો દીન હું લઉં, મુખમાં મુખ વાસ; સુખ વૈભવ સહુ પરહરૂં, તજું ધુપેલ ખાસ. વૈરાટ. કહે કુંવર ઓત્રા તણે, સ્નેહ તારો સદાય; આ । અવળો સાલે બહુ, પણ નથી ઉપાય. વૈરાટ કુંવરી૦ વલણ. એમ કહી ઉભો થ ા, વળતી નર કુમાર રે; કટી કશી તત્પર થઇ, નિકળ્યો રણધીર બહાર રે.

## કડવું ૫૩ મું રાગ સાખી.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી હું તુજને કહું છું, ાકાગઢ મહીમાય. ઓત્રાને વલવલ ી મુકી, નિકળ્યો રણધિર બ્હાર; જઇ પોતાને રથે બેઠો, કરગ્રહી હથીઆર. દુદંભી વાગ્યાં ગડગડવાને, રણને પંથ પળાય; સકળ સેના થઇ સાબધી, હળી મળી સૌ જાય. નરકુંવરનિ આજ્ઞા લઇને, બે સેનાતે ..ય; ઓત્રાને સાથે તેડીને ચાલ્યા તંબુ જ્યાંય. માયાવિએ રચના કીતી; તે .. કીધી લોપ; જંગલ જેવું જંગલ બનિયું, હતું તેવું સોફ. સાસુ સુભદ્રા પાસે

ત્રિ, ઓત્રા લાગી પાય; અપરાધણ હું મોડિ આવી, કરો મને ક્ષમાય. મુજ આંખે ઘણી ભુલાવી, કેડે કાળ થઇ લાગ્યો; રસ્તે આવતાં સાંઢયને પગે, હાડ ભાલો વાગ્યો તેથી મુજથી મોડું આવાયું, તો પણ તમ સુત ખાળ્યા; જેથી જે થયું તે કીધું, ઘણી રિતે નં વાળ્યા. તો પણ તે ખાળ્યા નવ ખળિયા ટાકી છેવટ આવી; પણ સાસુજી પુન્ય તમારે, પુત્ર એમનો લાવી. સુભદ્રાએ કર મુકયો, કપાળ ઉપર સાર; મુખ આવેલો ગયો કોળીયો, તો શી આશ લગાર. મારૂં તારૂં ભવિષ્ય બાઇ, બેઠાં થઇ નિરાશ; અભિમન્યુ અતિ આનંદે, ચાલ્યો યુદ્ધ ઉલ્હાસ. એવે વ્યુહ લગભગ થયા, તવ બોલ્યો કુમાર: સુણો કાકા ભીમ મારા, વાયુ સુત આવાર. કોઠામાં લશ્કર નવ શોભે, મ્હારાથી હોય લઢનાર; ત્યાંનું યુદ્ધ યુક્તિ કેરૂં, શુ કરે અન્ય વિચાર. માટે સૌ સૈન અળગુ કરો, ચાલો ચઢપે ઘોડે; છેલ્લો કોઠો છે તમ માથે, માટે ચાલો જોડે. હું ગટોરગચ્છ તમે ત્રીજા, જઇએ તેમાં સાર; તવ સેના પ્રત્યે ભીમ બોલ્યો, સુણો સૌ આ વાર. જાવ જઈ સૌ તમે બેસો, જોઇ છાંયા ડાર; અમે ત્રણ તો જઇશું કોઠામાં, નહી ત્યાં અન્ય સવાર. ત્યારે નિકુળ સૌને લઇને, દુર ગયો તે વાર; છાંયા જોઇ વિશ્રામ કીધો. શાન્તિ પામ્યા સાર ત્રણે જણ તો વ્યુહ કેરે, પહેલે કોઠે જાય; ઉભા છે દ્રોણગુરૂ, પથ્થર કોઠા માંય. ત્રણે જઇને તે ઠેકાણે, કીધા ગુરૂને નમસ્કાર; એટલે હશી દ્રોણ બોલ્યા, પ્રસન્ન મુખ તે વાર. આવો દીકરા ભલે આવ્યા, મને યુદ્ધ ઇચ્છાય; કહે કુંવર ધન્ય મહારાજા, તમથી આમ ન થાય. વિશ્વાસ આપી મુજ તાતને, પાતાળમાં મોકલીયા, કોઠા યુદ્ધ કપટનું માંડ્યું, ચંતાએ શીખવીયા. અમારે કહેવું ના ઘટે, પણ કહ્યું કહ્યા જેવું; તમોએ જે યુદ્ધ માગીયું, તેહ અમારે દેવું. વલણ. તમે માગ્યું કપટ કરીને, તો આવ્યા લઢવાયરે; આવું કરવું ના ઘટે, છો ગુરૂ પીતા ઠામ રે,

## કડવું ૫૪ મું રાગ સાખી.

પીતા ઠામ છો ગુરૂજી, કહેવું તમને નવ ઘટે; પણ કહ્યા જેવું કર્યું માટે, દેવું યુદ્ધ ક્ષત્રીવટ. હારીશ વઢતાં તમો સાથે, મુજ ઇજ્જત જાશે નહિ; સૌ કહે શું જીતે છોકરૂં, એ વાતે નાનમ નહિ. પણ લાજ લાગે તમોને, લોક કહે નિર્દય ગુરૂ; વિદ્યારથીનું છોરૂ માર્યું, જોર જણાવ્યું તે બુરૂં. જશતો નહિ મળે તમને, જીતશો તોય લગાર; કદિ લઢતાં હારશો તે, નહીં ફજેતી પાર લોક કહે ધિક્કાર તમને, તમ નઠોરતા કહેવાય; કીડી ઉપર ધર્યો કુહાડો, તમ બુદ્ધિ કળાવાય. કદાપિ જો હારશો તો, હલકાઇ થાશે તમતણી; ગુરૂથી તો ચેલા ચઢીયા, બેઉ વાતે નાનમ ઘણી. મહીમા વધશે અવનીમાં મારો, ગુરૂસંગે ગાજીયો; શિષ્ય કેરો છોકરો, તે થૈ સવાયો બાઝીયો. તમે હારો કે જીતો પણ, યશ મળવાનો નથી; નિશ્ચે ગુરૂજી

જાણુજો, હું બાળક કહું કથી. વચન એવાં સાંભળીને, પસ્તાયા ગુરૂ દ્રોણ; કર્યું હોત નહિ આ કારજ તો, ઠપકો દેત કોણ. દુર્યોધનને મતિ ભમાવી, જાશે સત્યાનાશ; ઠપકો સુણશે પાપી માટે, તો જય પામે નાશ. મન નિશ્ચે કરી બોલ્યા, સાંભળને મુજ તન; જે અર્થે આવ્યા તે સારો, સમજો સર્વ વચન થી. તાં થયું તે કેમ કરીએ, ચેનુષ સાનું તાણે; કહે કુંવર શું યુદ્ધ કરશો, લાડુ ઝાપટી જાણો. સુણી એવાં વચન ગુરૂને, ક્રોધ ચડયા અપાર; સેના જોશે રાજને જાણ્યો, લાડુનો ખાનાર. છોરૂ જોઇને દયા આવે, તે ડાકુણ થઇ લાગે; આવ હવે ત હાથ મારા, કોણ લડતાં ભાગે. હવે તુને ઠેર મારૂં, પાડું રથથી હેઠ; કહે કુંવર સુણો ગુરૂજી, પહોંચાડી દઉં ઠેઠ. એવું બોલી બેઉ જણે, કર ઝાલ્યાં હથીયાર; પણછ ધનુષની ચડાવીને, કર્યા બેયે ટંકાર. પહેલો કોઠો પાષાણ કેરો, છે દરવાજે એક; રથ રાખીને તેની મધ્યે, રહ્યા ગુરૂ ધરી ટેક. અરજુન કુંવર બાહેર ઉભો, ક્રોધ ચઢયો છે પુર; હેડંબા સુત રથને હાંકે, તે પણ પુરો શુર. દસ સહસ્ત્ર મણની ગદા, લઇને ઉભો ભીમ; બાણ વળી બે બાટકા, શુર તણી નહિ સીમ. વલણ. શુર તણી સીમા નહિ, છુટયાં બાણ અપારરે; દાસ છગન કહે દ્રોણ સામે, દ્રઢ ધીર નર સુત ધારરે.

## કડવું ૫૫ મું રાગ કાળીંગડો.

એક એકથી હારે નહિ કોઇ, થાકયા ગુરૂ દેવ; નાગપાશ મુકીને બાંધે, કુંવરને તતખેવ તે જોઇ કુંવરે માર્યું. મંત્ર ભણી ગુરૂડાસ્ત્ર; નાગ સઘળા ગળી ખાધા, ગુરૂ થયા પતજસ્ત્ર. તેથી દ્રોણને ક્રોધ વ્યાપ્યો, હાથ ધર્યું પર્વતાસ્ત્ર; તે દેખી નર સુતે માર્યું, ઇંદ્ર તણું વજાસ્ત્ર. અગ્નિબાણ તો સામુ મેલ્યું, ગુરૂએ તેણીવાર; મેઘબાણ સાંધ્યું કુંવરે, શાંત કર્યો નિરધાર. ત્યાં ગુરૂએ પવનાસ્ત્ર મેલ્યું, કુંવરે મેલ્યું સર્પસ્ત્ર ગુરૂએ મેલ્યું ગરૂડાસ્ત્ર તો, નર સુત પર્વતાસ્ત્ર. ત્યારે ગુરૂએ વજાસ્ત્ર સાંધ્યું, પારથસુત અગ્નિબાણ; દ્રોણે માર્યું મેઘ બાણ તો, પવનાસ્ત્ર અભિમાન. એમ ધરી એ યુદ્ધજ જામ્યું, ના પામે આશાણ; કો કોના ગાંજ્યા ના જાયે, મ્હા બળિયા મસ્તાન. ત્યારે ગુરૂએ મન વિચાર્યું, અરજુન સુત છે પુરો; નાનો છે પણ બહાદુરીમાં, દેખાય છે બહુ શુરો. શીષ્ય મારા કેરૂં છોરૂં, મુજને ઝીતી જાય; તો અવનિમાં નાક મારૂં, ગયું એમ મનાય. હવે મારે કરવું કશું, ડરાવવો એનેજ; એમ ધારી બાણ માર્યું, અગણીત મંત્રે તેજ. એક તણાં અનેક થયે, છવાયું આકાશ; પહેલા કોઠા ઉપર જાણે, વાદળ આવ્યું ખાસ. અભિમન્યુ તો બાણ મારે, પડે બાકોરાં તેમાં; જાળીયાંથી સુરજ દીસે, તેમ થાય છે એમાં. ક્રોધ કરી કુંવરે માર્યાં, ધનુષ ચઢાવી બાણ; કોમળ કરનું ગજું કશું ત્યાં, તે પામ્યો આ-

ણુ. તેમ તેમ ગુરૂ જોર કરીને, અનેક મારે બાણ; અભ્ર છવાયું સુર ન સુઝે, અંધકાર નિરવાણ. આવતું બાણ દેખાય નહિને, નવ પડે કાંઇ સુઝ; અભિમન્યુને થયો પસીનો, અંગે વાપી ધુજ. તે થાકીને લોથ થયો પણ, ગુરૂ પડે નહિ પાછા; એટલે કોપ્યો ગટોત્કચ્છ ત્યાં, ગુરૂને કરવા કાચા. શીર ધુણાવી જટા પછાડી, ત કર્યા ઉત્પન્ન; બાહુ બળિયા બિહામણા તે, કરતા ત્યાં વિઘન. થયા ગુરૂ બહુ બાકળાને, પડે ન કાંઇ સુજ; બ્રહ્માસ્ત્ર મારી અસુર સઘળા, પડયા નકરી ભુજ એટલે કોપ્યો ગટોરગચ્છ તો, ઉછળી ચઢયો આકાશ; દ્રોણ જાણ્યું નિધન કરશે. બ્રહ્માસ્ત્ર માર્યું ખાસ. તે વાગ્યું તેના વક્ષમમાં, મુર્છા ખાઇ ને ઉડયો; પાંડવના તંબુમાં પડયો, રચનો માયા છુટયો. એટલે કોપ્યો ભીમ ત્યાંનો, ગદા લેઇને ધાયો; દ્રોણે હૃદયમાં બાણ મારી, તેને મુર્છા પાડ્યો. હવે રહ્યો ત્યાં કુંવર એકલો, તેહ કરે છે યુદ્ધ; દ્રોણ સામે બાણ મારે, થઇ આકરો ક્રુધ. વસાવુ. થઇ આકળો બાણ મારે, અભિમન્યુ તો ત્યાંયરે; દાસ છગન કહે, એકલો, નરસુત કોઠા માંહ્યરે.

## કડવું ૫૬ મું રાગ કાલેરો ચાલ.

વૈશમપાયન રૂષિ બોલ્યા, સુણ પરિક્ષત તન; વિસ્તારી તુજને સંભળાવું, કોઠા યુદ્ધ ધન ધન. પહેલે કોઠે દ્રોણગુરૂએ, દેવા માંડયો માર; તેના સામાં અગણિત મંત્રે, મુકયાં નર કુમાર. અરજુન કુવર બાણ મારે, ચાળી હજાર તે થાય; દ્રોણ ગુરૂ તો બાણ મારે, એંશી સહસ્ત્ર. કુંવર કેરૂ જોર કેટલું, ગુરૂજી દૈવત દાખે, કહે- અભિમન્યુને કાયર કીધો, બાણ ભેદી નાખે. નરસુત અંગે બાણ વાગ્યાં, રૂએ રૂએ અપાર; થર થર કાયા કંપવા લાગી. વહે રૂધિરની ધાર. કાયર થયો કુંવર ઝાઝો, મનથી તે હરખડીયો; ગુરૂ કહે લાડુ ખાનારો, છે કે બહુ બળિયો. એમ કહીને બાણ છોડયાં, જાણે મેઘની ધાર; અભિમન્યુના અંગે વાગે, કેનો નિકળે પાર. કૈક બાણ અંગે ભરાયે, ઘણું વહે રૂધિર; ચારણી જેવું વપુ કીધું, રોમ રોમ ભોકયાં તીર. બે ડોળા ડગમગવા લાગ્યા, કાયા થરથર કંપે; પ્રાણ નિકળે નહિં અભિમન્યુ, શ્વાસ ચઢે ને જંપે સુત્ર તાર એક રક્ષા કેરો, ધનુષ ઉપર વિ- ટેલો, તે પ્રતાપે આયુ કેરો, તાર સંધાઇ રહેલો. એ વખતે વળી મુર્છા, વૃકોદરની સાર, આંખ ઉઘાડી જોતાં ભીમનું, અંતર બળ્યું અપાર. ભીમે જોયું જુલમ કીધો, કોણે તો આ વાર; હવે નસાડું એમને, તો કુંવર ઉગરે સાર. એમ સમજી થયો ઉભો, દેતો પ્રતકશબ માર; તેથી ગુરૂ કાયર થઇ, પાછા પડયા નિરધાર. એવામાં ગટોરગચ્છ આવ્યો, ને રથ પર તે બેઠો; ત્રણે જણને દેખી ગુરૂનો, જીવ શોકમાં પેઠો. હિંમત આવી અભિમન્યુને, મારવા માંડયાં બાણ; ગુરૂ નાઠા અરધે કોઠે, ગભરાયેલ હેરાણ. તોયે હૈયે હિંમત રાખી, ઉભા છે ત્યાં સાર; કોઠા દ્વારે કુંવર

પેઠા, દે છે તેને માર. દેખી ભીમને બહુ રીસ વાધી, વિપરીત જોઈ ગયો બહેકી; બે હાથ ગદા ઝાલી, દ્રોણ ઉપર તે ફેંકી. તેહ આવતી દ્રોણે દીઠી, હાંજા ગયા ગડગડી; અચુતમણની પડે મજપર, પ્રાણ જશે તે ઘડી. રાજ ભોગવનાર ભોગવે, શાને પામુ હું મર્ણ; એમ વિચારી રથ વિશેથી, ઉતરી પડીયા ધર્ણ. લઢણુ કરતું નાખી દઈને, નાઠા દ્રોણાચાર; બીજે દ્વારે થઈ નિકળીયા, કોઠા કેરી બહાર. વલણ. બહાર નીકળીયા કોઠા થકી, દ્રોણગુરૂ તે વારરે; નાશ પ્રાણિયા ગદા આવી, ભયભિત થયા તે વારરે.

## કડવું ૫૭ મું છંદ ચામરની ચાલ.

કરે તાપ ઉતાપ ગુરૂ દ્રોણ રૂપં, નહિં દેહ રહે, ગદા છે અનુપં; અચુત મણ ભારી ગદા એક વાગે, તદા ના રહે જીવ આ દેહ જાગે. થયા ગાભરા ન કશુ ના જ સુઝે, અરે આ ગદા આ ગદા અંગ ધ્રુજે. બન્યા બહાવરા હાંફલા ફાંફલા તે, પળ્યો યુદ્ધ મુકી, બન્યા ખેદ ખાંતે. ગયા વ્યુહ બહારે મુખે ખુબ શ્વાસ, પડે આખડે ને ઉઠે દોડે ખાસ; રહી ના કંઈ શુદ્ધને સાન અંગે, તદારૂપ આવ્યા કૈરવ સંગે. નિહાળી ગુરૂને વદે દુર્યોધન, ગયા હારી હોશ થઈ એ રે બ્રહ્મ; લાડુ ખાઈ જાણો કશું નાજ જ્ઞાન, લહે બામણા તો નરોનુ શું માન. કહે દ્રોણ હાંસ તારા મને બહુ, થજે મુજ જેવો પછી જાણશે સહુ. ગયે જાણ આવ્યા મુને માર માર્યો, ગયાં હાડ ભાગી હવે ભાઈ હાર્યો; કરે એમ વાતો સહુ ત્યાં મળ્યુ તે, તદા શું થતું તું વ્યુહેતો કળ્યું તે. ભીમે ગદા જોરમાં ખુબ ફેંકી, મટી હાથને રીસથી ખુબ બહેકી; પડી ઉછળા તે ગદા ભોમિ માંયે, તદા હાથ લીધી ભીમે આવી ત્યાંયે. પછી બોલ્યો ભત્રીજા સાથ ભીમ, દીઠી બહાદુરીને વળી યુદ્ધ સીમ; કહે પાર્થનો સુત શાબાશ કાકા, તમે છો વડા યુદ્ધમાં ખુબ પાકા. જોઈ જોરને મુજનો શુર આવ્યું, હવે ના ડરૂ યુદ્ધમાં મન ભાવ્યું. હવે આપણે તો કરો કામ એવું જીતી આદ્ય કોઠા બીજે જાવ તેવું. તમે છો અજાણ્યા તદા સાથ રહેજો, પડયા ભુજના તો અતી દુઃખ સહેશો; અતિ છે ભુલવણી રચી વ્યુહ માંડી, પડયા એ ભુલાતો કુટાશોજ ક્યાંહી. નહીં પંથ સુઝે શાનર્થ ગુંજે, તદા રહો સંગે મતી મુજ સુઝે; બતાવે ઇસારો તીહાં રથ હાંકે, ચતુર સુત હેડ બાનો નાથ ચુકે. ફર્યા દ્વાર દ્વારે થયા યોદ્ધા સામા, તિને મારતા તે અગ્ર ચાલ્યા; અતિ યોધ્ધ આવ્યા તિને હાથ ઝાલ્યા, દબાવી બગલમાં કઈ પ્રાણ કાઢ્યા. ફર્યો દ્વાર સો એમને યોધ્ધ માર્યા, મુકયા જે સકલ તેઓતોજ હાર્યા; પછી શું કર્યું બહાદુર કામ કેવું, લઈ વજ્રનું બાણ ધનુષ ભાંગ્યું તેવું. ભણી મંત્ર ત્યાં ઇંદ્રનો વજ્ર કરો, તદા મુકીને ધસ્યો કોઠા પહેલો; થયો મોકળો માર્ગને હામ આવી કહાવી વપુ બાણ કીધિ તૈયારી. પડયો કોઠો [illegible]

યો ગડગડાટ, સુણી રાવ ચમકયા દિસે ગોત્ર આપ; બીજે દ્વાર તે બાવતા જોર ઝાઝા, કૃપાચાર્ય ત્યાં આવીના રા ની આ ગા; વડો એક કોઠો વજ્ર લોઢ કેરો, તીહાં આવીયા જો ત્રણે દઇ ફેરો. વલણ. બીજે કોઠે આવીયા, હાથ ચઢી હથીયારરે; રથ રાખી દ્વારે રહ્યો, અરજુનનો કુમારરે.

## કડવું ૫૮ મું રાગ સામેરી.

વૈશમપાયન કહે હો રાજા, સુણ જનમેજય વાત; તારા દાદાની બહાદુરી, બીજે કોઠે ખ્યાત. ત્રણે જણ તો બીજે કે કે, આવી કેના બ ાર; અભીમન્યુ કહે ભીમ કાકા, દેહને કષ્ટ અપાર. દ્રોણે મારાં બાણ તુને; તેની પીડ થાય; તે સમાલો ખેંચી કાઢો, નીતરને વેદનાય. કહે ભીમ જો બાણ કાઢોશું, પવન પેસસે માંહે; તેથી પીડા વધુ થાશે, નહીં રહેવાશે આંહે. કુંવર કહે બાણ કાઢો, થનાર હોય તેમ થાય; શરિર સઘળુ અકડાઇ ગયું, મુજથી ના રહેવાય. તવ માયા ટી એવું બોલ્યો, ધીરજ ધારો ભ્રાત; બાણ કાઢી માગે હુ ા, તોતો થાશે શાન્ત. સમાલી હું બાણ કાઢુ, તમો માંસ કુચા; ત્યારે ભીમ તો વસ્ત્ર કાઢી, કરે કાકડી પુચા. ગટારગચ્છ કર દેઇ શરીરે, ખેંચી લે છે બાણ; ભીમ તેમાં ચીથરા દાબે, બંધ કરે ઘા જાણ એમ મચગાં બાણ કાઢી, ચીથરી કુચા પ ઇ્યા, ફ ર ણું શરિર પુછી, સારાં વસ્ત્રો આલ્યાં. તે પહેરિ ત્યાં ર રથ થઇને, કટી કસી તે. માં ી; કુંવરને શાન્તિ વળીને, ડરે નહીં તે આધી. ખુંખારીને બોલ્યો ઉક્તિ, હ થ ગ્રહતાં હથીયાર; ચાલો કાકા બીજે કોઠે, હીમત આવી સાર. ગોરને પણ ગભડાવી દેશું, બીજે કોઠો આજ; ગટારગચ્છે રથ હકાર્યો, કૃપાચાર્ય છે ત્યાંજ. સામા સાલી આ ી ઉભા, ભીમ લાગ્યો પાય; ઓ મહારાજા ગોર દેવતા, તમશું યુદ્ધ કેમ થાય. પુજા કરવી મારે તમારી, તો લઢવાનું કેવું; પાતક નડશે મુજને ને, થાશે જોવા જેવું. દ્રોણ ગુરૂ જે બનેવી તે, લઢતાં અમથી હાર્યા; ઘણા અ યા હતા તોયે, અમે તેમ મ ાર્યા. એ હાર્યા તો તમે શું જીતો, મનમાં કરો વીચાર; વેણ સાંભળી ગોર બોલ્યા, સુણને વાયુ કુમાર. પાપીએ પરાણે મુકયો, શું ના મેં કહેવાય; આવી ફસાયા અહીંયાં આપણ, શો કરવો ઉપાય. ભીમ કહે ઉપાય બતાવું, મનમાં નિશ્ચે ધારો; નૃપને દેખાડવાને, આયુધ ઉચાં મારો. બરડા ઘુમો જોરે પાડો, બળ દેખાડો ઝીંઝું; બે ઘડી ધાંધલ મચાવો, તો તો આપણ રાચું. પછી બ્હીને નાશી જા ઓ, હાર્યો હાર્યો કહેજો; મારે તમારે દ્વેશ નથી ને, મનમાં ખુશી રહેજો છેવટ મારો માર ખ ઇ, તેથી આ શું ભુંડું; ખુશ ખુશાલી આપણ રમીએ, એ વાતે છે રૂડું. હાથ ઉપાડો બાણ મારો, દેખા ડને જોર; કો ઈને નહિ માર દેવો, શાક્ષી નંદકીસેર. વલણ. એમ સલાહ બંને કરી, લઢવા તત્પર થાયરે; દાસ છગન કહે તે સમે, ભીમ બરાડા ખાયરે.

# કડવું ૫૯ મું સામેરી ધુન.

સામા સામી બન્ને જણ તે, બીજે કોડે મચીયા; આયુધ મારે જોર દેખાડે, મહા યુદ્ધમાં મચિયા. મનમાં છે બંનેને ઠડુ, આપણને નવ વાગે; બાહેર ઉભા જુએ તમાસા, જોરે જુધ બહુ જાગે. આયુધ લીધાં હાથમાં ને, મેઘ નાદ ગડગડીયા; કૃપાચારને કુંવર બન્ને, ભીમસેન કઢે હડીયાં. બુમા પાડે બેરકા પાડે, ધુળ ઘણી ઉરાડે; અયુત મણની ગદા ફેરવી, ભોંય ઉપર પછાડે. જોજે ગોર આવ્યું તારૂં, અરર મુને વાગ્યું; મારી સાડે કજો બંને, મે તો સરવસ તાગ્યુ. ભલો પછાડયો રંગ મચાવ્યો, ધનુષબાણ ચઢાવ્યાં; અગ્નીન મંત્ર સમળાં મારે, ને આકાશે છાયાં. મધની માખ્યો જાણે કીડી, કીધો અંધકાર; હોતારા ચીચીઆગ ઝાઝા, પડે બીજાને ભાર. ઘમશાણ આવું મચી રહ્યું, દેખે કૈરવ સો; જુઓ ગુરૂજી જુઓ ગુરૂજી, ગોર વઢે અથોર. તમો કરતાં કૃપા રાજ, કરે કેવું જોર; ભીન ઉપર માર પડે તે, પાડે બરકા ગોર. કોઢા ઉપર બાણ દેટતાં, તો શુ મડી નહિ હોય; જુદ્ધ કેવું કરે ગોરજી, ઝીને નિશ્ચે રોય. તે સુણીને દ્રોણે ચઉં, થે માગી નરસાઇ; મારા કરતાં મુજ બાળકની, ઘણી કરે સરસાઇ. પુન્ય પરિયાંનું આડે આવજો, છોગાળા રણછોડ; કૃપાચાર્યનો હારજો ને, એ તો મારા જોડ. એમ ઘડી બે યુદ્ધજ ચાલ્યું, વાયુ તન તો ગાજ્યે; કૃપાચાર્યો કહેવા લાગ્યો, હું નો ના જઉં ગાંજ્યો. તમે તમારો રસ્તો સાધો, નહિ તો જોર જણાવું; કહેશો પડેલું કીધું નહિં, માટે તો ભણાવું. નહિં નાસો તો હવે રહે નહિ, ઉપડયો મારો હાથ; માટે પ્રીતથી પધારો, રૂડું સધગો સાથ. એવું સુણી ગોરતણા તન, ભય ભાસ્યો મન નેટ; આયુધ ફેંકી પોતે નાઠા, શ્વાસ ભર્યો પુર પેટ. તોબા! તોબા! અરનુન સુત ને, ભુંડો ભીમ અઘાટ; હાર્યો હાર્યો મુજને માર્યો, ગદા વાળે દાટ. અરે કૃષ્ણ દુર્યોધન પાપી, કાં મુજને તેં મેહેલ્યો, મત્યાનાશ જાજો તારૂં, પત ટાળી તેં ઠેલ્યો. હસવા લાગ્યા દ્રોણ ગુરૂ તવ, બહુ ધારીની હોડ; દુર્યોધન તો યશ ગાનેતો, બેસો મારી જોડ. આપણ બે જણ વાતો કરશું, મરશે મુઆ નઠારા; આપણ નો બંનેને સરખા, એના તેના તારા. એવે છત્રપતી તો બેલ્યો, જોયે ઝપાટા દીજ; ફરી ફરી મોહક મન રાચો, બીજજ ક્ષત્રી બીજ. એવી એવી વાતો ચાલે, કોડામાં અભિમાન; તેણે રસ્તો આગળ લીધો, ભીમ ગટોરગચ્છ માણ. દરેક દરે દશ દશ યોદ્ધા, તેને તો સંહરતા, એમ હજાર બેને મારી, કોડો નીસરતા. લોહ વજ્રના બીજે કોઠા, ફરી નીકળ્યા બહાર; વજ્રાસ્ત્ર મુકી અભિમાને, તેને પાડયો સાર. વલણ. ત્રીજે કોઠે જવા નિકળ્યા, ત્રણે જણ ત્યાં આવ્યારે; અશ્વસ્થામા કોપ ભરેલો, સન્મુખ ઉભા કહાવ્યારે.

## કડવું ૬૦ મું રાગ સામેરી દેશી ફેર.

ત્રીજે કોઠો ત્રાંબા કેરો, ત્યાં તો ત્રૈણે આવ્યા; મહાબળિયા મસ્તાના પુરા, બે તો સન્મુખ ફાવ્યા. સામાસામી બન્ને થાતાં, અશ્વસ્થામા બોલ્યા; ઓ પારથ સુત જાય જીવતો, તો જાણું જગ ડોલ્યા. મુજ તાત ને મામા કેરી, તેં તો લજ્યા લોપી; એ વૃદ્ધોને હરાવી, પહેરાવી શિર ટોપી. હવે જો આ હાથજ મારો, તેનું વેરજ લઉ; સરખા સરખી સામા મળીયા, યૌવન વયના બેઊ. બોલ્યામાં કંઇ તટ ન રાખી, જીભા જોગી જીત્યા; બ્રાહ્મણ તો લાડુ ખાઇ જાણે, ક્ષત્રી કર નવ દીઠા. યુદ્ધ કામ તો વિપ્રોનું નહિ, ક્ષત્રી કેરો ધર્મ; યુદ્ધ તણી રીતિ સૌ સમજે, જાણે ઉંડા મર્મ. જો ધારૂ એક બાણે મારૂં, ઉડાડું આકાશ; દ્રોણ કૃપની સાથે તુને, પહોંચાડું આત્રાસ. ત્યારે બોલ્યો અશ્વસ્થામા, જો હોય નરનો સુત; એક બાણે ઉડું નહિ તો, તું બીજાનો પુત. સુણી કુંવરને ક્રોધ વાપ્યો, ને ત્યાં બોલ્યો આમ; એક બાણે ના ઉડાડું, નર્ક પિતૃ તમામ. ત્યારે તો કહે અશ્વસ્થામા, તને દેખાડુ ચટકા; તારા તીરને તોડી નાખી, જો કરૂં ત્રણ કટકા. એમ કહીને ધનુષ લઇ, પણછ ઝટ ચડાવી; પીતૃ જાજો નરકે ગામ, ત્રણ તુકડા ના થાતી. આમન સામન સોગન ખાધા, તે સુણી વદ્યો ભીમ; એ મન મદમાં ભુલી નામો, પિતૃ નર્ક તમામ. તેમણે શાં પાપ કીધાં, બુદ્ધિ તમારી બગડી; તાત પિતૃ માત ભગની, તેણે જન્મમાં શગડી. સૌને ઘો છો ગાળો સાળો, ભોગ તે સગાઆન; બંને જણ પસ્તાવા લાગ્યા, મને મનમાં મન્યા. અભીમન્યુ કહે કાકા ભુલ્યો, કહેતાં કહેવાઇ ગયું; પહેલો તો વિચાર રહ્યો નહિં, પસ્તાવાનું થયું. ભીમ કહે કે મુરખા બનિયા રહી નહિ તો ગમ; અગમ બુદ્ધિ વાણીયાની, પાછળ બુદ્ધિ બ્રહ્મ. અશ્વત્થામા પણ પસ્તાયા, આ શું બોલ્યા વેણ; પિતૃએ પાપ શાં કીધાં, નાખુ નર્કજ એણ. વલણ. આમન સામન એવું ભાસ્યું, બેને લાગ્યો ચટકારે; દાસ છગન કહે માઝા મુકી, અળગો કીધો પટકારે.

## કડવું ૬૧ મું રાગ ચાલતો દેશી.

રીશે બેઉ રાતા તાતા, વિચારે છે એમ; જો કદાપિ વચન ગયું તો, બાજી મરણ ક્ષેમ. અભિમન્યુને યુક્તિ આપી, ભીમે તેણીવાર; બત્રીશ લક્ષણ જોય ના ભુલી, સાંભળ કુંવર સાર. તારૂં પણ તો તું ન જવાદે, થનાર હોય તે થાય; હિંમત મનમાં રાખી પુરી, મંત્ર બાણ લે હાથ; તું તો તારૂ વેણ પાળજે, મારજે એક બાણ; લઢીશ હું તો એની સાથે, કરૂ કચ્ચર ઘાણ. એવું સુણી જોર આવ્યું, કુંવરને તે વાર; ધનુષ ઉપર બાણ ચઢાવી, ત્યાં કર્યું ટંકાર. વાયુ ને શક્તાનો મંત્રજ, પ્રથમે ત્યાંતો ભણિયો; એમ બ્રહ્મા મધ્યે વિષ્ણુ, પુંઠે શીવને ભણીયા.

એવુ બાણ ચઢાવી તે પર, પુન્ય ધરમનું ધરીયું; મહા તેજસ્વી પ્રલય જેવું, તૈયાર બાણજ કરીયું. તે દેખીને અશ્વસ્થામા, પોતે લે છે બાણ; વજ્ર મંત્રી શક્તિ મંત્રથી, તયાર કીધું શાણ. તેને ત્રણ ભાગે ત્રણ દેવો, મુક્યા છે તનમેન; પ્રૈન્યજ મુક્યુ બ્રહસ્પતિનું, મેર તોડ ના એન. પહેલું મુક્યું નર જીતે ત્યાં, સરરર કરતુ જાય; અશ્વસ્થામાએ પણ છોડયું, મધ્યે ભેગાં થાય; તે બે બાજ્યાં કરી ગરજના, જુએ છે બે બળિયા; લઢતાં વઢતાં બંને બાણો, ગગન વિશે ચઢીયાં. પુર્વજ પિતૃ બંને જણના, તે જોવાને આવ્યા; આમન સામન વીચારે બે કાણુ નરકે કાવ્યા. પાંડવ પિતૃ ઇશ આરાધે, જીતજો અભેમાન; અમર ચિંતવે અશ્વસ્થામા, જીતે તો રહે માન.

## કડવું ૬૨ મું છંદ.

કટ કટ કરતાં, સરરર સરતાં, આઘા ધરતાં, પાછા પડતાં, બે સથમથતાં ભેગાં થાતાં, ઉંચાં જાતાં, ઝટકે આતાં, શરર કરતાં, જુદા પડતાં, વળી બાઝતાં, ગગન ગાજતાં, વિદ્યુત જેવાં, બાઝયાં તેવાં, લેતાં દેતાં, પરીયાં કેતાં, પુન્યજ જેતાં, પડે ન પાછાં, ઓસાણ આછાં, નહિ કો કાચાં, મન્ને સાચાં, આવે આતાં, જાણે ડાતાં, બાઝયાં બાથાં, જવાં સાગાં, દીશે નાગા, * * *

* * * અભીમન્યુના બાણના કીધા ત્રણ કટકાયરે.

દોહરા

તે આવી ગઢમાં પડયા, નીરે જોયું બાળ; મુકે કર નાખ્યા તદા, અશ્વસ્થામા સાર એવે ઉછળ્યો વચલો કટકો, વિઘ્ન કેરો સાર; ધર્મ પુન્યે પવન પેરે, તે ઉડયો નિરધાર. જઇ વાગ્યો તે અશ્વસ્થામા, કે ઉડયા આકાશ; ત્રણ બતન બનાવી નાંખ્યા, દ્રોણ કૃપની પાસ. પાંડવ પિતૃ થયા રાજી, રહ્યું બેકેનું માપ; અભિમન્યુ આનંદ પામ્યો, ટળિયો તનનો તાપ ભીમ કહે ભગવાન રાખ્યો, સુરા સુત શાબાશ; ત્રીજે કોઠો પસાર કરીયે, કરી યોદ્ધાનો નાશ ત્રણે જણ ત્યાં રથની સાથે, ત્રણસેં ફરીયા દ્વાર; યોદ્ધા ત્રણ હજારે મારી, નિકળ્યા છે તે બહાર. બાણ લીધું વજ્ર કેરૂ, ભણ્યા ઇંદ્રનો મંત્ર; મહા બળ કરીને મુકયુ, તેણે ત્રાજો પાડયો તત્ર ત્રીજો કોઠો ત્રાંબા કેરો, તેને કાંધો ચુર; ગણગણાટ ગયો જ્યાં કૌરવ, સુણી બે લ્યો ભુર. ત્રણે જણે નામ બોળ્યું, બાલક તે શું લઢતા; લાડુ દેખે પત્ર ભીનાં, નો ત્યાં પુરા પડતા. મન મુકી સંગ્રામ ન કીધો, દુશ્મન સાથે મળિયા; હવે વારો ક્ષત્રી કેરો, રહે ન બાળ્યા ખળિયા. કહે દ્રોણ એ શકુ હારજો, જો હોય પરીયાં પુન્ય; ગર્વ એનો રહે નહીને, એ પણ થાયે શુન્ય. વલણ. અમારી પેરે સહુ હારજો, દુર્યોધન સમેં તરે; દાસ છગન કહે ત્રણ તોડી, ચોથે ચાલ્યા નેટરે.

## કડવું ૬૩ મું રાગ સામેરી.

ચોથે કોટો ચાંદી કેરો, ત્યાંતો ત્રૈણે આવ્યા; દ્વાર ચારસેં શીખર ચારસેં, ધ્વજા ચારસેં ભાવ્યાં. જોદ્ધ ચાર હજાર ખડા ત્યાં. કરતા તે કીલદાર; મ્હારથી રાજા કરણ આવ્યો, બેઉ સુતસુ સાર. સામાસામી છ જણ થાતાં, બોલ્યો કરણ રાય; લાડુ ખાઉને હરાવ્યામાં, શું પ્રાક્રમ ગણાય. હવે સપાટો ક્ષત્રી કેરો, જેરવવો મુશ્કેલ; ચોથો જો ઝીતો તો જાણું, ભલી કરી તેં પહેલ. એવે વચમાં બોલી ઉઠયા, કરણના બે બાળ; વૃષકેતુ ને ચંદ્રકેતુ, તાતા થઇ વિક્રાળ. ઓ પિતાજી, તમે રહો અળગા, બે બંધવ તો લઢશું; ત્રણે જણ તો તરણા તોલે, તેને પુરા પડીશું કહે કરણ જયમ તમે નવ જાણો, અભિમન્યુ વિક્રાળ; ઢાંકયું રત્ન એનો કાહાવે, સીંહ ત[illegible]ા સુત સાર વૃષકેતુ કહે એ શું બોલ્યા, અમ પીતા શું શીયાળ; માટે ગાંજ્યા જઇએ નહિ, હોય જે થવા કા[illegible]. કરણ કહે તમારી મરજી, દેખાડો પ્રાક્રમ; લાંછન તો મુને નવ લાગે; આદરજો સંગ્રામ. અભિમન્યુ કહે કાકા મારા, તમેય બેઠા જુઓ; એ બે છે ને હમેય બે છીએ, સંશય મનનો ખુઓ. ઉઠે કરણ તો તમો ઉઠજો, ભીમ વદે સત ન્યાય; પણ નામ્યું જરા ના દેતો, હિમ્મત રૂદય કસાય. લે આ હું પણ જોઉં બેઠો, છો પ્રાક્રમમાં પુરા; બોલે તેનો ઉત્તર દેજો, હો સવાયા શુરા. સામા સામી આડે આંખો, ભેગી થાતાં ઉભા; વૃષકેતુ કહે હે પારથતન, તજાવું તારી શોભા. અભિમન્યુ કહે દાસી સુત તે નાવે ક્ષત્રી તોલે; વણ વિચાર્યું શું બોલે છે, બોલે બોલ અતોલે. બંને કુંવરે બાણ સાંધ્યું, કીધ ધનુ ટંકાર; પણછ ચડાવી રૂદયા સુધી, આકર્ષ્યું અહંકાર. અભિમન્યુએ પણ કર ધારી, ધનુ બાણ તો સાંધ્યું; શરો આવતા છેદી નાખી, બમણા બળમાં બાંધ્યું. વૃષકેતુ ને ચંદ્રકેતુ બે, એક એક બાણજ મારે; દશ દશ હજાર તેનાં થઇને, વાદળ મંડળ ધારે. નર સુત કેરૂં એક જાય તે, થાયે ચાળીસ હજાર. સામેનાં બાણોને છેદી, વાગે કોને સાર. કરણ કુંવર જોર કરે બહુ, પણ કંઇ જોર ન ચાલે; પોયું મુકી પાછ હઠે નહિ, મન મનસુબા સાલે વખત ભણી વજાસ્ત્ર મુકી, અભિમન્યુ તો ગાજ્યો; બે બંધવના બે રથ ભાગી, સિંહ સમો શુર ગાજ્યો. મુકી બીજુ નાગપાશનું, બંને જણને બાંધ્યા; એ દેખીને કરણ ઉઠયો, ધનુશ બાણ તો સાંધ્યા. બંધાયા બે કુંવર જાણી, ગરૂડાસ્ત્ર તો કાઢયું; તે મુકી બંનેને છોડી, વિઘન તો નિવાર્યું. પછી બેસાડી રથ પોતાને, પુત્રાને નિરધાર; આગળ આવી ક્રોધી થૈને, બોલ્યો છે તે ઠાર. એટલે ભીમ પણ ઉભો થઇને, ગદા લઇને આવ્યો; અભિમન્યુ કહે કાકા મારા, દાવ તમારો ફાવ્યો. ભીમ ગાજ્યો ગદા લઇને, હોકારા બહુ કરતો, બે કર સાહી શીર ફેરવી; ગદા પ્રહારો કરતો. માયાવી પણ કોપ્યો પુરો, માયા રચી અપાર; દૈતોનું દળ નભે છવાયું, બીહામણા બળકાર. ઘોડમુખા ને

ગર્ધવ મુખા, શ્વાન મુખ મંજાર, સીંહ મુખા શીયાળ મુખા, બીહામણા અપાર; દાંત દેખાડે ચાળા પાડે, કુદાવે ચડી ચોટ; મર્કટ મુખા રીંછ મુખા, કાઢે હડાંય દોટ. તે દળ દેખી કરણ કોપ્યો, કાઢયું શીવનું શસ્ત્ર; માયા સત્રળી લોપ કરીને, માર્યું મોહનું અસ્ત્ર. પવન મંત્ર તે સાથે ભણીને, ભીમ સુતને માર્યું; માયાવી મુર્છા ખૈ ઉડયો, એક સાલ નિવાર્યું. એને ઉડયો દેખી ભીમને, વ્યાપી ઝાઝી રીસ; ગદા લઇને ધાયો જોદ્ધો, કરણ સન્મુખ ધીશ. જાણ્યું કરણે નિશ્ચે મારે, માર્યું ત્યાં મોહાસ્ત્ર; ભીમ કેરી રૂદયા ભેદી, મોહ પમાડયો જસાર. વલણ. મોહ પમાડયો ભીમને, અભિમન્યુ એકલો રહ્યો રે; દાસ છગન કહે તેના સામે, સુર્યસુત કરણ વહ્યો રે.

## કડવું ૬૪ મું રાગ ચાલતો.

કરણ કહે હો સુણ અભિમન્યુ, કો દિન કહ્યો ન કાકો; આજે મારો દાવ આવિયો, હવે કરૂં તુને પાકો. અભિમન્યુ કહે એમાં તે શું; કાકા સર્વે કહે છે, ષટ પ્રકારે કાકા જે છે, તેમાં એકજ રહે છે. અભિમન્યુ કહે સુણ હે કાકા, કાકા ષટ પ્રકાર; પિતા ભાતૃ ઘર પાડોશી, ઘરડો એ ત્રણ સાર. તાત મિત્ર તે ચોથો કાકો, ઘર ગુલામ એ પાંચ; હજામ કાકો છઠ્ઠો તે તું, કાકો મારો સાચ. સુણી વચન ને રોમે રોમે, ધુન ધુન ચઢી ગઇ રીસ; ભાથેથી અગ્નાસ્ત્ર કાઢી, મુકયું ધુણાવી શીશ. અભિમન્યુએ જાણ્યું કે ઠીક, પ્રલય કરવા ધાર્યો; મેઘાસ્ત્ર મુકી અભિમાન્યે, આવતા શરને ખાળ્યો. ચઢયાં વાદળાં વિખેરવાને, વાયુશાસ્ત્ર કરણે લીધું; તે સામું સર્પાસ્ત્ર મુકી, વાયુ શોષણ કીધું, આવતા સર્પો પાછા કાઢવા, કરણે મુકયુ ગરૂડાસ્ત્ર; એટલે બહાદુર અભિમન્યુએ, મુકયુ પર્વતાસ્ત્ર. કરણે વજ્રાસ્ત્ર લીધું, કરવા તેનો ખંડ; કુંવરે અગ્નાસ્ત્ર મારી, બચાવીયો નિજ પીંડ. એટલે કરણે મોહાસ્ત્ર માર્યું, કુંવરે નારાયણાસ્ત્ર, એમ અસ્ત્ર શસ્ત્ર બહુ વરસે, મ્રત્યુંજય કાળાસ્ત્ર. પાછો પડતો નથી અભિમન્યુ, ના દેતો ઓસાણ; કરણ પણ મન ખિન્ન થયો ત્યાં, સિંહ સુત પુરણ. તે સમે વૃષકેતુ ને ચંદ્રકેતુ, જોડે મારે બાણ; કરણે પણ ત્યાં મેઘધારે, કર્યું બાણ વરસાણ. અભ્ર છવાયુ આંખી કીધી, તિમિર સઘળે છાયું; કુંવર સઘળું જોર કરે, પણ અવળો વાયે વાયુ. એમ ઘડી બે યુદ્ધજ જામ્યું, કુંવર ધ્રુજ્યો અંગ; રોમે રોમે બાણ વાગ્યાં, વહે રૂધીર રસ રંગ. ક્રોધ વ્યાપ્યો કુંવરને મન, બાણ કાળજવર લીધું; ચંદ્રકેતુનું શીર ઉડાવી, સર્વે કામજ સીધ્યું. બીજુ બાણ લઇ પવન મંત્રથી, વૃષકેતુ પર માર્યું; રૂદે ભેદી તેહ ઉરાડયો, કર્યુંજ મનનું ધાર્યું. તેહ પડયો ધૃતરાષ્ટ્ર પાસે, હસ્તીનાપુર સાર; દુત ઉપાડી લઇને ચાલ્યા, અંધ કને નિરધાર. શાના વળતાં અંધે પુછ્યું, સૌ કહ્યા સમાચાર; કહે અંધ યુદ્ધ નથી જોયું,

તું રહેને આ ઠાર. મારી સેવા અહીં રહી કરજે, નહિ જવા દઉં તુને; એમ કહી તેને ત્યાં રાખ્યો, ગમ પડે નહી મુને. કરણે જાણ્યું એને માર્યા, કર્યો વાંઝીયો મુને એવું ધારી બહુશર માર્યા, જાણી સુનુ શુન્યે; અભીમન્યુ પાછો નવ પડતો, પણ સુતનું શું ગજું સુર્ય સુતની આગળ કુંવર, જાણો એકજ રજ્જુ. બાળ કરીને બાણ મારતા બંને ભુજતો થાકયા, શક્તિ અંગે રહી નહિ ને; ફીકા પડીને પાકયા ઉંચો નીચો ઘણોજ થાયે. જોર જણાવે ઝાઝું; સુર્ય સુતની આગળ કાંઇ, નથી ખાવાનું ખાજું. રૂધિર છાંટો એક મળે નહિં, ધોવાઇ ધોળો થયો; ડોળા બે ડગમગવા લાગ્યા, હિમ્મત હારી ગયો. એવે કરણે શર માર્યો, પાડયા ઘોડા ચાર; બીજે બાણે રથ ભાંગી, નરસુત કર્યો પિગ પાળ. રીસ કરીને સામે દોડયો, ગ્રહી તરવાર; લગભગ આવી જાય ઝાલવા, જાગ્યો ભીમ તે ઠાર; ભીમે જાણ્યું હવણાં હણશે, કુંવરને આ ઠાર; ગ્રહી ગદાને કુધા પોતે, ત્રણ ન લાગી વાર. એટલે રથમાં જઇ ભરાયો, કરણ રાય બળવાન; અભિમન્યુને હણવા માટે, શર કર્યો સંધાન ગટોરગચ્છ પણ આવી પહોંચ્યો, ગગન મારગે ત્યાંય;તેની ખબર નથી કરણને, મન મારવા માંય. અંત્રીક્ષે બંધવ કષ્ટ દેખી, ગટોરગચ્છ તો ધાયો; કરણનો રથ શીર ઉપાડી, નભની માંહે ગયો. વા વંટોળને વિજળી કીધી, પછી વદયો વચન; દાસી સુત હો સુણ કરણતું, વીંશ્રી નાખું તુજ તન. મહારી કાકીને રંડાવું; ભુંડી વાત ભુંડાવું. નથી જાણનો ગટોર્ગચ્છને, હોડે હાડ ભંગાવું. એ સુણીને કપટ જાણ્યું, કરણે તેણીવાર; વેરે વેર લેવાયું નહીંને; ભુંડુ થયું નિરધાર. ભાલો કરમાં સાહી પોતે, વાંકો વળીને મારે; એવે રથ તો ફેંકી દીધો, કોડા કેરી બ્હારે. દ્રોણ કૃપને અશ્વસ્થામા, જોડે આવી પડિયો; કરમ કુટાયુ કરણ કેરૂ, રથથી બહાર નીકળીયો. ગુરૂ બોલ્યા વક્ર વચનથી, અહો કરણ તો આવો; ક્ષત્રી મુછે લીંબુ ઠરીયાં, દુર્યોધન મન ભાવો. કહે કરણ ત્યાં શોર મુકો, સૌ થયો વાંઝીયો, કરતો શોર બકોર; એ દુર્યોધન અમને કહેતો, દીઠુ ક્ષત્રી જોર; ત્યાં દુર્યોધન ગર્વે બોલ્યો, મુછે નાખી હાથ; કારભારીથી કામસરે તો, રાજાની શી કાથ. વલણ. ભાડુતે ભીડ ભાગતી હોય તો, ભાવ ધણીનો ન પુછાયરે; દાસ છગન કહે દુર્યોધન તો ગર્વ કરે મન માંયરે.

## કડવું ૬૫ મું રાગ સામેરી સાખી.

કહે દુર્યોધન જુઓ ગુરૂજી, હવે મારો કોઠો; નવું જુનું કરૂંજ કાંઇ, કુંવર ભુજથી મોટો. ગાદીપત ગાંજ્યો ના જાઉ, પાછો પગ ના ધરૂં; કાં મારૂં એ ત્રણે અર્જુનને, કે પછી હું તો મરૂં. ગર્વ વચન એવા સુણીને, બોલ્યો કરણ રાય; મારા [illegible] થશે વાંઝીયો, એમાં નહિ શંકાય. એમ કરે ત્યાં ઉભા જોળી, ગઢમાં તો શું થાય; ગગન મારગે ગટોરગચ્છ જઇ, રથ લાવ્યો છે ત્યાંય. મળી ભાઇને આ-

શ્વાસન કીધ, રથ લાવ્યો હું વીર; સ્વસ્થ થઇને બેસો તેમાં, મનમાં આવે ધીર. ભીમ તે ટાણે પુછવા લાગ્યો, કહે ભત્રીજા કેમ; માર પડ્યો છે આ વેળા બહુ, આવે મુને વહેમ. કહે કુંવર કાકા મારા, માર પડયો બહુ પાકો; રથમાં સુતો પંથ બતાવું, તે રસ્તે રથ હાંકો. ફરી કોઠો બહાર નિકળીએ, પછી બીજી વાત; ભીમ સુતે રથ હંકાર્યો, ચાલ્યા ત્રણે સાથ. સુતાં સુતાં સાન બતાવે, તે રસ્તે રથ હાંકે; દ્વારે દ્વારે દશ દશ યોદ્ધા, તેને મારી નાંખે. ચારસેં દ્વાર ફર્યા એ રીતે, માર્યા ચાર હજાર; ચોથો કોઠો પુરો જીતી, પછી નિકળ્યા બહાર. પારથ સુતે સુતાં સુતાં, પ્રાક્રમ કીધું પ્રૌઢ; વજ્રાસ્ત્ર સાધી પવન મંત્રથી, શર માર્યું પુર શૌર. ચોથો કોઠો પુરો કીધો, જે રૂપાનો હોય; પડતાં પુરણ થયો ધમાકો, બહાર સુણે સૌ કોય. પછી ભીમસેન પુછવા લાગ્યો, અહો ભત્રીજા કેમ; તંબુએ લઇ જઇએ હુને, જયમ આવ્યાતા તેમ ત્યારે કુંવર વાણી બોલ્યો, પાસે રહેજો આપ; પાછો જો વાળો મુને તો. બ્રહ્મહત્યાનું પાપ. કષ્ટ અતિ છે બાણ તણું મુજ, તેથી શાંત પમાડો; રૂએ રૂએથી ધીરે રહીને, બાણુજ ખેંચી કાઢો. માયાવી પકડી ભાલોડું, કર દઇ ખેંચી કાઢે; પડયા છીદ્રમાં વૃકોદર તો, વસ્ત્ર ડુચા ચાલે. એ રીતને સૌ બાણ કાઢી, લુછી નાખ્યું શરીર; નવાં વસ્ત્ર શણગાર ધરાવ્યાં, કટી કશી ધરી ધીર. શાન્તિવાળી શ્વાસ ખાઇને, કુંવર થયો તૈયાર; ભીમ પુછે તને કયમ છે, તે કહે મુને સાર. તે સુણીને કુંવર બોલ્યો, હતો તેહ છું કાકા; હવે લગારે ડર નહિ મુને, ના કહું કે થાકયા. મારા જેટલો માર પડે તો, તમ સુત ના જીરવાય; માર કરણનો ઓછો નહિ કાંઇ, તુરત મૃત્યુ થાય. અરસપરસ એમ વાતો કરતા, પ્રભુએ લીધું પાતાળ, ગટોરગચ્છ જો કને હશે તો, ન થાય વાંકો વાળ. મરણ કરણનો આણત એનું, તેમાં પડીશો ભંગ, વિયત આવી રથ ઉપાડી, કીધું ભીમ સુત વ્યંગ. માટે બેને છુટા પાડું, તોતો ભાણેજ મરે; લઢાઇ માટે બંને જણને, મન મુકયો અહંકાર. એવે તો ગટોરગચ્છ બોલ્યો, તને મુક્ત શું કરણ; હું લઇ ગયો ન હોત એને, આણત તારૂં મરણ. હું આવ્યો તો તું ઉગરીયો, નહિતો જાતું ધામ; નર સુત ત્યાં એમ વદે, છું તું મારો ગુલામ. હરી ફરી રથ હાંકી જાણે, નવ જીરવાયે તાપ; કહે માયાવી રથ હાંકું તો, બ્રહ્મ હત્યાનું પાપ, લે આ તારો રાક્ષ પરાણો, કહી પછાડયો રથમાં; સેન સાથમાં જઇને બેઠો, મરમ રાખ્યો મનમાં. તે જોઇ વૃકોદર બોલ્યો, ભુંડુ કારજ કીધું; મદ ભરેલા બે ચડભડીયા, હાંકણહારો ચીંધું. રથ મારાથી ના હંકાય, બેડે અશ્વ ન ચાલે, ભાગી જાયે રથ પણ અહીંયાં, એ દુઃખ મુજને સાલે. કહે કુંવર રથ હાથે હાંકુ, પાદાં ગુષ્ઠ અઠોડા, નહિ થાકું કાકા મારા, કહે ધરૂ તીર મમોડા. વલણ. એમ જાણું વિચારીને, પરાણો પગે ઘાલ્યોરે; સુવર્ણ કોઠે અંધસુત સાંમો, યુવરાજ તો આવ્યોરે.

## કડવું ૬૬ મું ચાલ છંદ.

છે છત્રપતિ, ગયકગતિ, મદ અંધ અતિ, મુખ વેણ બકી, સુત તાત રહ્યા; તિહ સામ વહ્યા, જણ બેય નકી. જોઇ અંધ સુત, બહુ બોલે તુત, હો બ્યંઢળપુત, (વલણ) મોતરકી એ સુત લક્ષ્મણ, તું કર ભક્ષણ, નર સુત દક્ષણ, માર ધકી. હું ભીમ મારૂં, ધ્યાનજ ધારૂં, વેર અમારૂં, પુર્વ થકી. ભીમ કહે કુંવર. સન્મુખ સુવર, દુર્યોધનધર, મહાજકી. એ સંગ બાઝુ, મનમાં રાચુ, દુશ્મન પાછ પાડુ, નકી લક્ષ્મણ તું હણ, જોજે મુજ પણ, છે તું ખરવણ, રાજહકી. બીજા એમ બે સરખાની, બીરે બીરૂ તો કહ્યારે, ભીમ દુર્યોધન સન્મુખ, લક્ષ્મણ નર કુંવર રહ્યારે.

## કડવું ૬૭ મું રાગ.

સામા સામી થાતાં જોડી,મુખ લક્ષ્મણ તો બોલ્યો; એ અભિમન્યુ તને દેખાડુ, મદમાં મદાંધ સુત ડોલ્યો. જોર ઝપાટો શોર સપાટો, મારજ કેરો મારૂં, તુને તો તારાજ કરૂં હું, જોયું બળ મેં તારૂં. એમ કહીને જોર જણાવ્યું, ધનુ હાથ તો લીધું; બાણ ચઢાવી આકરષિને, રણમાં મેલ્યું સીધું. એક તણાં દશ દશ થઇને, અભ્ર છવાયું જાય; અભિમન્યુનું એક બાણ તો, કરે ગમત અતિ ત્યાંય. નવરો પડીયો નર સુત ત્યાતો, મનમાં વાત વિચારી;એ કાકા તો લહે કેવા, જોઉં તમાસો ત્યાથી. અરઘો સુતો એ ઢલેલો, દેખે છે ગમત; લક્ષ્મણાની સામે તેતો, કરતો જાય રમત. આ પાસે દુર્યોધન દોડયો, આસ્ફોટીને બાહુ; કરી ગર્જના ભીમ સામો, આવ્યો છે ઉન્નહુ. અહો ભીમડા ઘણા દીનનો, મારે હાથ ન આવ્યો; આજ હવે હું તને દેખાડું, અતિ આદર મન ભાવ્યો. ગદા લઇને ભીમ ગાજ્યો, મદાંધ સુત પણ તેવો; બે બળિયા તો બોલી લાટકયા, તાસજ જોવા જેવો. ગદા ગારે ગદ તો ગાજે, ભુ કંપ મોટો થાય; મેંઢા પેરે માથાં મારે, ખંભ યુદ્ધ મચવાય. ગડદા પાટુ કુણી અડબથ, ધોલ તમાચો તેવો; ગોદા બાચકો હડસેલોને, આંટ ઘુંટી પગ લેવો. એમ ઘડી બે મલ યુદ્ધ થાતું, બુમો બરકા ત્યાંય; વજ્ર પાસવે માર ઝીલે ભીમ, દે દુર્યોધન જ્યાંય દુર્યોધન તો ગડદો મારે, બ્રહ્માંડ ભાગી જાય; ભીમ જાળવે જુક્તીથી તે, કંઇ પોતાને ન થાય. તેમ તેમ તો રીસ કરીને, દુર્યોધન તો બાઝયો; કરી ગર્જના ભીમ તણો પગ, સાહિ ખીચોટી નાખ્યો ચટાપાટ તો ભીમ પડીયો, ચઢયો દુષ્ટ ત્યાં છાતી; મુખથી વેણ ઉચારવા લાગ્યો, દુર્યોધન મહા ઘાતી. મારી ગયો તો મુને ઘણેરો, આજ દાવમાં આવ્યો; જીવતો નવ જાવા દઉં તુને, મન તો ભાવ્યો. એમ કહી ધુળ ભીમ મુખ ભરી, ગોદા મારે ગાલ; ઝાલી હડીયો બે નખ દઇ, ભીમ કર્યો બેહાલ. તારી પક્ષમાં આજ કોણ છે, તુને મારૂં

ઠારઃ ત્યારે મારી દાઝ હોલાયે, મન માને મુજ સાર. એમ કહીને જોર કરીયું, ભીમે થયો બે હાલ; નવ નાડયો ખેંચાવા લાગી, તર્યાં ચક્ષુ સાર. ધીરજ મન નવ રહી ભીમને, ત્યારે બુમજ મારી; એ ભત્રીજા મોત આંવ્યું, જ્હારે કરે વૃં મારી. શબ્દ સુણતાં અભિમન્યુને, રોમે રોમે લાગી; લક્ષમણુને કાળજ્વર મારી, આપ વિડંબન ભાગી. દુર્યોધનને કર્યો વાંઝીયો, સુતનું મસ્તક કાપી; બીજું બાણ ચઢાવતાં દીઠું, ત્યાં દુર્યોધને પાપી. અંતરમાં વિચાર કરે છે, થયો વાંઝીયો આજ; અભિમન્યુ થયો છુટો, આણે મુજને વાજ. મારે બાણુને હું મરૂં તો રાજ ભોગવે કોણુ; મારી ઐરી મારી પુંજી, પરહાથ જાયે તોય. જીવતા હઈશુ પુત્ર ઘણેરા, વેર ઘણુંએ વળશે; જીવતા જો રહ્યા હોઇશું, કો દીન ઇશ્વર ફળશે. એમ વિચારી જીવ લઇ નાઠો દુર્યોધન મહા પાપી; ગુપ્તદ્વારથી બ્હાર નિકળિયો; ગુરૂ સહ ગયો અવાચી. મુખે શ્વાસ તો માયે નહિને, પાછું જોઇ જોઈ નાસે; બાણુ આવતું રખે અભિમન્યુ, બહુ બહાવરો ભાસે. હાંફલો ફાંફલો આવી બોલ્યો, થયો વાંઝીયો આજ; કુશળક્ષેમ હું આવ્યો પાછો, ભોગવવાને રાજ. ગુરૂ કહે કે ભત્રુ થયુને, તું પણુ કેમ ન મુઓ; કરણુ કહે રાજા થઇ હાર્યો, જીત્યો છોકરો જુઓ. નિચુ જોઇ દુર્યોધન બેઠો, કનકગઢ શું થાય; ભીમ શોધે દુર્યોધનને, ખુણે ખાંચે ત્યાંય. નરકુંવર તવ કહે હો કાકા, ફાંફાં શાનાં મારો; ગયો નિકળી બાહેર એતો, બહાર નિકુળવું ધારો. હાંકયો રથ ત્યાં એમ કહીને, ભીમસેન પાછો વળીયો; દ્વારે દ્વારે મારે યોદ્ધા, વૃકોદર બહુ બળિયો. પાંચ સહસ્ત્ર યોદ્ધા તો મારી, ત્યાંથી બ્હાર નિકળીયા; નરસુતે વજરાસ્ત્ર ચઢાવી, બળ કીધું બહુ બળિયા. પંચમ કોઠો સુવર્ણનો તે, ઉંધો નાંખી દીધો; મેઘગર્જના થયો કાટકો, મારગ પુષ્કળ કીધો. વલણુ. પંચમે કોઠો પાડીયો, ગયા છઠે સારરે; દાસ છગન કહે શલ્લ મામો છે, મેરૂ માફીટ તે ઠારરે.

## કડવું ૬૮ મું રાગ સામેરી.

ભીમ અભિમન્યુ છઠે કોઠે, આવીને તો ગાજે; શલ્ય મામો પાંડવ કેરો, ઉભો તે વિરાજે. ત્રણુ યુદ્ધ કેરો હીમાયતીતેતે, મલ્લ ગદા ને બાણુ; મહારથી ને અંતરથીનું. વાળે તે ઘમશાણુ. મહા બળિયો બળવંત ઉભો, છઠે કોઠે આવી; સન્મુખ આવી બંને શોભ્યા, કહે શલ્લ ભાણા ભાવી. બરડક બોલો ભીમ ઘણેરો, તે ત્યાં બોલ્યો એમ; શીવ નિર્માલ્યને ગૌહત્યા, બ્રહ્મ ભાણેજ તેમ સુણ્યા એવું શલ્ય બોલ્યા, આ કોઠે હું ઇશ. લઢયા વિણુ કહો કેમ ચાલે, શી વ્યવહારે રીસ. તમો કહો તો લઢું નહિ હું, ઇજત તેમાં કશી; માટે બોલ્યો કરવું કરૂર વાત વિશ્વમાં વશી, કહે ભીમ ઇજત નવ જાયે, તેવો આપું તોડ; કૃપાચાર્યના

જેવું માંડો, યુદ્ધ મોડા મોડ. સુણી શબ્દ આશ્ચર્ય વાધ્યું, કૃપે કીધું કેવું; કહે ભત્રિજા ભીમ મારા, નથી લેવું દેવું. ભીમ કહે કે હમેને ગોરે, નવ કીધી કો બાણુ, બુમો બરકા પાડી ઝાઝો, મચાવીઓ ધમશાણ. બાણુ મારી અભ્ર છાયું, બંને જાણુ બળવંત; ગદા મારી ગઢ ગજાવ્યો, કો સમજે નવ તંત. બે ઘડી એમ ગોષ્ઠી કીધી, ગોરજ કૃપાચાર; બાણુ નાખી નાઠા પોતે, કહે હું પામ્યો હાર. તે રીતે તો તમે કરો હે! મામા મારા આજ; શલ્ય કહે મારે મન બેઠુ, રંગ તને ભાણેજ. હરખ ભર્યો ભીમ બોલ્યો મામા, એવો ગેલ મચાવો; બાહેરના સૌ એમ જાણે, તેમજ યુદ્ધ પથાઓ. વલણ. એમ નિશ્ચે કરી અંતરે, ત્રણે બાટકયા ત્યાંયરે; ધમશાણ મચિયું ગઢમહીં, દાસ છગન મ્હામાંહ્યરે.

## કડવું ૬૯ મું રાગ ચાલતો.

છઠ્ઠા કોઠા મધ્યે ત્રૈણે, કીધો જાર ઝપાટો; જોરાવર જગ્યાના ત્યાંતો, કરીયો ધમધમાટો. મારો મારો ઇમ મુખ ભાખે, જુદ્ધ મચ્યું જયમ જોર; ફુલણીયા હુલણીયા પુરા, કરતો શોર બકોર. લેરે તું તો લેનો જાને, આજજ આવ્યો દાવે; અરરર ઓ ઓ ધાજોરે ભીમ, મારો દાવ નવ ફાવે. ભીમ કહે ભત્રીજા મારે, પણ છે સંકટ તેવું; પડી આપની આપ નિવારો, થયુંજ કહેવત જેવું. અભ્રછાયુ બાણુ મારી, બેઉ જણે તે કાળ; મધની માખો જાણે ઉડી, હોહા થાય અપાર; તે દેખી દુર્યોધન બોલ્યો, જુઓ ગુરૂ આ વાર; બુમો બરકા ભીમ પાડે, પડે પોતાને માર. વળી જુઓ આ બાણે કેવું, છાયું છે આકાશ; કૃપાચાર્ય તો સમજી બોલ્યા, આવ્યો તારો નાશ. દુર્યોધન કહે એ શું બોલો, શલ્ય નથી કાંઇ કાચો; એની ધાકે શરવે કંપેછે, માળવ પત એ સાચો. કહે ગોરતો તે ઠેકાણે, ઝાઝો ગર્વ ન કરો; તમે કર્યું તે સર્વે દીઠું, મા મોશાળ માહેરો. એમ તડાકા અંધ સુત કરતો, કરણ ક્રોધ આચરતો, તડા તડીને ઝડા ઝડી ત્યાં, અન્યોન્યે વાપરતો. એમ કરતાં ઘડી થઇ બે, બોલ્યો ભીમ વચન; હવે મામા તમે સધારો, સર્વ કહે ધન ધન. સુણી મામા આયુધ નાખી, ત્યાંથી તો તે નાઠો; હાર્યો હાર્યો માર્યો કહેતા દ્રોણ કને જઇ બેઠો. ગુરૂ કહે કે લાડ કોડે, લઢીયા અપરંપાર; કૃપાચાર કહે અહીં આવો, મારી જોડે સાર. વલણ. મુજ જોડે આવો માળવપત, શલ્ય કહે કે સાચું રે; આપણ બેયે બહુ બળ કીધું, ધાર્યું કરવા કાચું રે.

## કડવું ૭૦ મું.

છઠ્ઠા કોઠે શર કરીને, દ્વારે દ્વારે ફરીયા; છ હજારનો ધાણ કાઢી, મેદાન માંહે પાળયા. અભિમન્યુના અંગે માંહે, વાધ્યુ ઝાઝુ શુર; વજ્રૂસ મારીને તે કોઠો,

ક્રીધો છે ચકચુર. તેહ ધડાકો થયો સમજો, ત્યાંતો ધ્રુજી ધર્ણ; શબ્દ સુણ્યો તે પાતાળે, નિજ અશરણા શર્ણ. ચિંતા તો તેને ત્યાં પેઠી, મનમાં કરે વિચાર સંગે ભીમ હશે જ્યાં સુધી, મરે નહિ એ બાળ. માટે બંને કરૂં વખુટા, તેનો થાયે કેસ; જુક્તિ રચવા માંડી પોતે, ત્યાંતો સુંદર શ્યામ. ભોજન જમી બંને પરવર્યા, શ્રી પ્રભુ અરજુન; તાડુકીને મારવાનો, મનસુબો ધાર્યો મન. અભંગ રથ શ્રી હરી જે તર્યો, અરજુન બેઠા માંડે; રાશ પરોણો કર ગ્રહીને, હાં કે કૃષ્ન રથ ત્યાંહે દૈત્ય તણી રહેવાની ગુફા, વિપ્ર બતાવા જાય; સ્થળ જોયું કે સહુ દ્વીજને, જવા દીધી આજ્ઞાય. ગાંડિવ કરમાં પોતે સાહી, પ્રત્યંચાજ ચઢાવી; ટંકાર કીધો પ્રથમ પોતે ગુફા દ્વારે આવી. તે સુણીને દૈત્ય આવ્યો, ગવ્હર કેરી બહાર; ક્રોધ ભરેલો રાતો ત્યાંતો મુખથી બોલ્યો વાણ. અસુર કહે તું કોણ છે ને, કયમ આવ્યો પાતાળ; રથારૂઢ ટંકાર કરે છે, તું છે કોનો બાળ. સુણી વાકય અરજુન બોલ્યો, અહો કર્મચંડાળ; અધરમી વિપ્રોને પીડે, હું છું તારો કાળ. વલણ. તે સુણી તાડુકી ત્રાડયો, કરવા માંડયો કેરરેઃ બ્રાહ્મણનો દયાળું આવ્યો, નવ જવા દઉં ઘેરરે.

## કડવું ૭૧ મું રાગ રામગ્રી.

કરે અસ્ત્ર શસ્ત્રના પ્રહારજી, તેણે દશ દિશ વ્યાપી અપારજી; અંતકાળે ગમ નવ સુજેજી, તાડુકી ત્યાં ક્રોધે ધુજેજી. પહાડ પર્વત લાવી મારેજી, તોમર ગોળાને ગોફણ ધારેજી; જોરે જુદ્ધ અતિ આદરતોજી, પણ અરજુન પાછો ન પડતોજી. ત્યાં તો માયા રચે માયાવીજી, મહા બળિયો તે જાય ફાવીજી; એમ યુદ્ધ બંનેનું ચાલેજી, મન ગોવિંદ દુઃખ બહુ સાલેજી. ઢાળ ધનાશ્રી. તેહ પડયા વિચાર માંહે, જીવે છે ભાણેજ; અરજુન હણશે તાડુકીને, ક્ષણુવારમાં એજ. પછી થાશે નવરો તેથી, કુરૂક્ષેત્રે જાશે; સાહે કરશે પુત્ર કેરી, મન ધાર્યું નહિ થાશે તેથી ભાણેજ મુને મારશે, કરશે ત્રીલોક રાજ; મનસુબા એમ કરે કૃષ્ન તો, મને આણેવાજ. એમ ધારી યુદ્ધ ટકાવા, અસુરને બળ દીધું; કે તાડુકી કોપી આવ્યો, સર્વે કારજ સીધ્યું, ઝાડ પ્હાડને તાડ વડે ત્યાં, દેવા માંડયો માર; બાણુ મારી પારથે ત્યાં, કીધો છે સંહાર. તેમ તેમ માયાવી કોપ્યો, માયા રચી અપાર; નવા નવા દૈત્યો નિપજાવી, શોર કરે બહુ સાર. એમ બેનું યુદ્ધ ચાલ્યું, પડે ન કોઇ પાછા; કૃષ્ન પ્રભુ મનમાં વિચારે, ખેલ રચું નહિ કાચા. સપ્તમ કોઠે અભિમન્યુ, જોડ જોરાવર ભીમ; એ હસે તવ લગ નવ રશે, તેનું કરવું કેમ. ગમે તેમ કરીને હું તો, કરૂ વાલવો છુટો; પછી મરતાં વાર નથી કંઇ, કરૂં એહ વખુટો. એમ ધારી ખેલજ કીધો, ભીમનો હાથી છોડ્યો; તેના અંતરમાં પેઠા કે, ગાંડો થઇ તે ડોલ્યો. કોઠાથી દુર સેન પડેલું, પહોંચ્યો કરી ત્યાંય; છાવણીઓમાં ઘુમવા લાગ્યો, સેના નાસે જ્યાં ત્યાંય. કોને પકડી ગગને ફેંકે, કો

પર દે ચરણ; કેને મુંઢમાં ચીરે, પળમાં આણે મરણ. કેને દંતુસળથી હાથે, ધુળ ધણી ઉરાડે; મલની પેરે આગ્રો પાછો, થૈ ઝાઝેરો ત્રાડે. એમ ઘણો તોફાને જાઢીયો, જોઇ બળીયા ઉઠયા; લાંબા ભાલા ચીપીયા ફરસી, લેઇ મારવા રૂઠયા. તો પણ તે કોને નવ ગાંઠે, થાકયું સરવે સેન; કોલ્લારવ ઝાઝો ત્યાં કરીયો, ધાજેરે હો ભેમ. શબ્દ તે તો ભીમે સુણ્યો, કે બોલ્યો તે એમ; ઓ ભત્રીજા બોલાવે છે, પાડી બુમો સેન. શું હશે ત્યાં અવનવું ને, શી હશે પેર; જોઇ હું તો ઝટપટ આવું, ધીરજ ધરજે શેર. કાકા કેરૂં વચન સાંભળી, અભીમન્યું કહે એમ; નારે કાકા તમે ન જાસો, અહીંયાં છે તમ નેમ. ભય ભાસે છે આ ટાણે મુજ, ડાબું લોચન ફરકે; જાણે આવ્યું મ્રત્યું પાસે, ધીરજ મારી સરકે. મરવાનો ભય મુજને નથી, નહીં પામું સંસ્કાર; ચું થાશે તે ચર્મજ મારૂં, તે ભય મનને સાર. હવે પગતો મારા ભાગ્યા, હાડ મુજ પીંખાશે; પીતા મારા આવશે તો, તે વેળા શું થાશે. ભીમ કહે કે ભત્રીજા હું દોટે દોટે આવું; મુજને શી ચીંતા નહીં હોયે, એકલો મુકી જાઉં. થવા કાળ તેમાં નહિ ડાહ્યું, આડે કો ન આવે; લખ્યું નશીબે તેજ થવાનું, ફોગટ મન ફુલાવે. મમત મુકયો ભીમને મન. ગોવિંદો મ્હા માઠો; જાઉં ઝપાટે આવું સપાટે, એમ વદીને નાઠો. ભય ભત્રીજાનો નવ લાગ્યો, સેન મહીં તે આવ્યો; નિજ ગજને કેર કરતો, નજર જોવામાં આવ્યો. ભીમ ગયો હા હાં કહી પાસે, કે ગજ મગજ ખસીયો; ભય ભીમનો નવ રાખ્યો, તેના સામો ધસીયો. તે જોઇને ક્રોધ ચઢીયો, ભીમે જણાવ્યું જોર; પાતાળે રહી વિચાર કીધો, પોતે નંદ કીશોર. મારી નાખસે ભીમ ગજને, વાર કશી નવ લાગે; નરકુંવરની પક્ષે જાસે, તો તો ભોગજ લાગે. એમ વિચારી એક કળા મળ, ગજને અંગે મુકયું; તેથી ભીમને હાથી ભાઝયા, કો નવ જાયે ચુંકયું. પારથ તાડુકી પાતાળે, જારે જુદ્ધ બહુ કરતા; ભીમ ગજ તે સામા સામી, કો કોથી નથી ડરતા. અભીમન્યુ એકલો ઉભો સપ્તમ કોઠા માંહે; ભય ભરેલી ભોમી ભાસે હ્રદય ભરાયું ત્યાંહે, ડુસકે ડુસકે રોવા લાગ્યો, કાકે કામ બગાડયું; ઉગરવાની આશા છુટી, સુતુ મોત જગાડયું. વલણ સુતુ મોત જગાડીયુ, ઇમ સોચે પારથ તનરે; દાસ છગન કહે ચંડાળ પાપી, ધાઇ આવ્યા તે જનરે.

---

## કડવું ૭૨ મું રાગ સામેરી.

સાતમો કોઠો છાણુમાટીનો ત્યાંતો જયદ્રથ ઉભો; બે યોદ્ધાને ઓડે રાખી, તે કુંવરને ક્ષુભ્યો. મુખ જુએ કુંવરનું જેદ્રથ, ઉપન્યું જે દીલ દુઃખ. આ વેળાએ નમ...શો, હશે થાશે સુખ. હિમ્મત હાર્યો છે અભીમન્યુ, માટે મરે આ ઠામ; છે ...પાસે ન આવે, મહદતું છે કામ. મને સામા જવું ન ફાવે, સર્વેને બોલા- જાયાર...

શું; સમાચાર તો કહાવી મોકલ્યા, સર્વે મળીને જાણું. કીધું શેવકે છત્રપતા આલો ગુરૂરાય; સુર ભરાયુ દુષ્ટ પાપીને, સાતમે કોડે જાય. દ્રોણ કહે તું તેમ નહી આવું, હરખ દગામાં કેમ; દગો તારો નડે તુંને, સતીયા બોલ્યા એમ. તો પણ રાગે માન્યું નહિ ને; બોલ્યો ગમે તેમ થાય; દ્રોણ ભૂપતને અશ્વત્થામા, કરણ શકુની જાય. સોએ સાથે કૌરવ ચાલ્યા, લીધાં આયુધ હાથ; ભ્રાતૃસુત સેંચાર ઇઅનોતેર, સાલ્યો સર્વે સાથ સર્વે જાઇને સંતાયા છે, કરી ડોકીયાં જુએ સર્વેને કોઠામાં દેખી, અભીમન્યુ તો રૂએ. હૈયું એનું બહુ ગભરાયે, કાકાને સંભારે; ધ્રુશકા મુકી રોવા લાગ્યો, વહે આંસુ ચોધારે. વક્ષણ ચોધારે આંસુ વહે, દે ભીમને પોકારરે; દાસ છગન કહે સાંભળો, શ્રોતા સર્વે સારરે.

---

## • કડવું ૭૩ મું રાગ સેહેકણી.

મારા ગદાધર ગુણવાન, કાકા આવ્યાનેરે; મારી જતી રહી શુધ સાન, કાકા૦ ટેક સપ્તમ કોઠે મુકી નાઠા, કર્યો મુને નિશ્વાસરે; મુજ માતાએ મુને કહ્યું તું, કાકાનો શો વિશ્વાસ. કાકા૦ તે છતાં વિશ્વાસ રાખી મેં, સંગ્રામ આદરિયોરે, દરિયો તરીને કાંઠે આવ્યો, દગો તેવારે દીધો; કાકા૦ સંતાયાછે શતરૂ સર્વે, રહ્યા મારવા ઢુકીરે; તમ આશાએ મમત કરી મેં, મુજ માતા રડતી મુકી કાકા૦ એ અબળાને આશ્રય કોનો, વળી રામા વિયોગીરે; લઘુવય શી રાતે કાઢે, રોઇ રોઇ મરશે દાખી. કાકા૦ મુજ પીતા પાતાળ ગયા તે, તે જાણે નહિ આ વાતરે; બાપ બેટા નથી મળીયા, મારી થાશે ઘાત. કાકા૦ તાડુકીને મારી આવશે, સાંભરશે ઘરસુતરે; મુજ માતાને પુછી આવી, ક્યાં છે શુરો પુત્ર. કાકા૦ તો મુજ માતા ત્યાં શું કહેશે, શુ દેખાડશે મુખરે; મુજ માતાનું મરણ કરીને, પોતે ધરશે દુઃખ. કાકા૦ મારૂં મરણું સુણતાં ત્યાંનો, વર્તશે કાળો કેરરે; હું વ્હાલો અપાર પીતાને, તેથી મરશે ડેર. કાકા૦ અતિ અહારી બહુરણી, લંપટ કેફી સારરે; વિશ્વાસ તો તેનો ન કરીયે, એમ શાસ્ત્ર વદે નિરધાર. કાકા૦ આવા નિષ્ઠુર શું થયાછો, મરાવવા ખુશીરે; કે જાણી જોઇને કપટ રચીયું, રાજ ભોગવવા હુંશી. કાકા૦ જમ સમા કૌરવ દેખાયે, જીવ જરૂર જાશેરે; મોત થકી ડરતો નથી પણ, અગ્નિ નહિ પમાશે. કાકા૦ કીડીપરતો કટક ચડયું છે, જોર કરે સઉ સાથરે; ઓથ વિના તો લોથ પડે મુજ, હાટ ન આવે હાથ. કાકા૦ મુએ મુખ મુજ માત ન દેખે, ન દેખે ઓત્રા નારીરે એક ઉપર અનેક આવ્યા, શી ગત થાશે મારી. કાકા૦ વામ લોચનને અંગ ફરે રે, શુકન માઠા થાયરે; સુર્ય છતાં શીયાળ બોલે, ભોમી ખાવા ધાય. કાકા૦ ટળવળતો ધ્રુસકે રોતો, ગભરાયો યુવરાજરે; કાયા કંપ થવાને લાગ્યો,

ાર્કો કાજ. કાકા૦ વળણ. કાકા કાકા કહી રૂએ, આંસુ વહે ચોધારરે; દાસ છગન કહે તે સમે, હરખે દુષ્ટ અપારરે.

## કડવું ૭૪ રાગ સામેરી સાખી.

અભિમન્યુ ગભરાયો, ને દેખે જયદ્રથ જક્ષ; દુર્યોધનને તેણે કહ્યું કે, કરો મારી પક્ષ. આ વેળાએ અતિ ગભરાયો, તેથી અહીં નહિ આવે; માટે આપણ ત્યાં જઈને, કરીએ મનને ફાવે. કહે દુર્યોધન એકેએકે, સર્વે નિસરો બહાર; મરી રહેલો સહેજે મરશે, પારથનો કુમાર. સુણી એવું પાપી નિકળ્યો, તે પુંઠે સો ભ્રાત; દ્વારે દ્વારના યોદ્ધા નિકળ્યા, હના હજારે સાત. દ્રોણ કૃપને અશ્વસ્થામા, દુર્યોધન શલ્ય કરણ; વળી સુત ચારસેં અગનોતર, આવ્યા કરવા મરણ. તે સઉ ઉભા કોટ કરીને, રથની ચારે પાસ; અભિમન્યુને વચમાં ઘેરી, અંધ સુત બોલ્યો ખાસ. ઓ અભિમન્યુ આવી પહોંચ્યો, હવેજ તારો કાળ; તને મુકવાનો નથી, અરે સુત સીયાળ. સુણી વચનને રોમે રોમે, લાગ્યો અગ્નિ અપાર; મન વિચારે રડવું ડરવું, મરવું નિશ્ચે સાર. તો પ્રાક્રમ કેમ કરી ન મરવું, જગમાં જશ ગવાય; રડવે ડરવે દુશ્મન હરખે, તેમાં અપયશ થાય. દુશ્મનને રાજી નવ કરવા, કાળજ હોય કઠોર; માટે હિંમતથી લઢીને, મારૂ એમને ઠાર. એમ ધારી આંસુ લુછી, હીમત ધારી હઇયે; માત તાતની તાત સાંભર્યા. રડી ધીરજ ના કહીયે. મન વિચારે મુજ પીતા તે, મુજ વિના શું કરશે; તાત માતને નારી મારી, નિશ્ચે તે તો મરશે. યાદ એવું આવ્યાથી તે, વળી ગળગળો થાય; હૃદય પોચું પડી ગયું ને, આંસુ વહેછે ત્યાંય. તે જોઇ દુશ્મન હસવા લાગ્યા, હરખ્યા અપરંપાર; મન ઘણુંએ વાળે પારથ સુત, ના રહે ધીરજ સાર. ગમાં સહોદર જાણી સંભારે, નેત્રે જળ ભરાય; કાકાને તુછકાર કરતો, મનમાં તે પસ્તાય. એવે તો દુર્યોધન બોલ્યો, તારો જીવજ લેઉં; હાડ આમ હાથે નવ આવે, આગ દેવા નવ દેઉં. સુણી એવું અભિમન્યુને, ધુન ધુન વ્યાપી રીસ; શુરાતન ભરાઇ આવતાં. મુખે પાડી ચીસ. ધીરજ આણી અંતરમાંને, વિચાર્યું મન સાથ; નિશ્ચે મરવું ડરવું નહિને દેતો દુશ્મન હાથ. મારૂ તારૂ મિથ્યા સરવે, સગાં સહોદર કોનાં, માત તાત ભગીની દારા. એ સૌથી મિથ્યા મ્હોનાં. સુત વિત સરવે રૂણ સંબંધી, માયાની જંજાળ; અંત સમે કો કામ ન આવે, મુક જીવ મ્હોની જાળ. જ્ઞાન એવું ધારી મનમાં, હીમત આણી બોલ્યો; અંધ આખલા સુત તું જોજે, જોર ઝપાટે ડોલ્યો.

હું તો ડરવું ના કોથી, હવે જો મારો હાથ; કપટ કરીને સરવે આવ્યા; તેહ ન જાયાસ્તુ. ધણુ ગુરૂ ધિક્કાર તમને; હારી હરીને આવ્યા; ધાગ પળિયે ધુળ પડી

મવાન

તે, મનમાં શે નવ લાવ્યા."ધિક્કાર છે હો કરણ તુજને,"કરમ લખ્યું તો કપાળથી છતે પુત્રે વાંઝીયો, શું મોઢું લઇ આવ્યો. દ્રોણ કરણે નીસું જોયું. કોપ્યો દુર્યોધન અરે યોદ્ધા શું જુઓછો, નરસુતકેરો પતન્ન. સુણી સર્વે કૌરવ યોદ્ધા. ઉપજ્યા તેણીવાર; અભિમન્યુ ઉપર ત્યાંતો, દેવા માંડ્યા માર. વલણ. માર દેવા માંડ્યા અભિમન્યુપર, તેનો કહું"વિસ્તાર; દાસ છગન કહે તે ઘડી, થાતી હોહા અપારરે.

## કડવું ૭૫ રાગ ચાલતો.

ગુપ્તી ગેડી ગદા ફરશી, તરકસ તીર તરવાર; તોમર ગોળા ભીંડી માળતો ત્યાં વરસે અપાર. મારો મારો સરવે ભાખે, કોલારવ બહુ થાય; તે જોઇ અભિમન્યુ કોપ્યો, ધનુ ધર્યું કરમાંય. બાણ સામાં દેવા માંડ્યાં, બારમઘની ધાર; આવતાં આયુધ સરવે પાડે. ક્ષણ ન લાગે વાર. એમ ઘડી બે ઝપાઝપી ત્યાં, પુરા જોરે થાય; પણ પાછા તે કો નવ પડતા, લઢતા ધસતા જાય. તે સમે સેનાને વિશે, હાથીને ભીમ જેહ; મન મુકીને યુદ્ધ કરતા, અતિ ક્રોધમાં તેહ. ધશી ધશીને હાથી દોડે, ભીમ ખશી તો જાય; પુછ કપડી દંત પીશી, ગદા મારે ત્યાંય. બળ કરી ગયંદ પુંછ"છોડાવે, વરકોદર સન્મુખ ધાય; લઘુ લાઘવી કરી નિકળે, ભીમસેન તો ત્યાંય. એ રીતે બે લઢતા વઢતા, મેદાન માંહે આવ્યા; અંગ પસીને આવરેલાં, બન્ને ત્યાંતો ભાવ્યા. પાતાળે અરજુન તાડુકી, કેરું જુદ્ધ તો જામ્યું; ત્રણે સ્થાને એક રીતે, ઘણા ક્રોધમાં વામ્યું. તાડપુર ઉંચો તાડુકી, ક્લેશ ધરે અપાર; પહાડ પર્વત લાવી મારે, માયાથી નિરધાર. વજરાસ્ત્ર મુકી નર ત્યાં છેદે, કરે સરવનો નાશ;"મોટા મોટા પર્વતકેરા કરે કટકા ખાસ. તે વાગે શ્રી કૃષ્ણને, પડતા પથ્થર જેહ; કર્યું હાથનું કષ્ટ ભોગવે, તેમાં શો સંદેહ. અભિમન્યુને મરાવવાને, પોતે લીધું કષ્ટ; તેતો કંઇ લેખાવતા નથી, પેદા કરતા શ્રેષ્ટ. પારથ પણ ત્યાં થઇ આકળો, અનેક મારે બાણ; તાડુકી લેખવતો નથી, તૃણવત પરમાણ. એવી રીતે ત્રેણે ઠામે, ઘોર યુદ્ધતો જામ્યું; કુરૂક્ષેત્રે કુંવર ઉંપર, એહ વિઘન તો વામ્યું. અભિમન્યુ એકલો ત્યાં, કયાં કયાં દ્રષ્ટી રાખે; એક જણનું સાચવે તો, બીજો વીંધી નાંખે. કુંવર અંગે બાણ વાગે, પાર નિકળે તેહ; વપુ થયું છે ચારણી જેવું, વહે રૂધિર તો તેહ. એમ ઘણું એક યુદ્ધ કરતાં, કાયર થયો કુમાર; ભણી મંત્ર મોહાસ્ત્ર લીધું, અગણીતું તે ઠાર. તેપર પુન્ય ધરમનું મુકી, ફરી પુંહડી માર્યું; એકતણાં અનેક થઇને, સરવેને તે વાગ્યું. હૃદય સઉના ભેદ્યા તેણે, પ્રાણુજ ઉંચા ચઢીયા; વૃદ્ધ તરૂણને બાળ સરવે, ઢળી ઢળીને પડીયા. વળી પારથસુત એવું ... ઘડી પછી શું થાય; દેહ મારો હોય નહિ તો, વાત કેમ કળાય, આ ... કે, ...

...પણ કહે કે જીત્યા; મારે કંઇ નિશાન કરવું, તો રહે એ બીધા. ... મારી ... લઇ, મુક્યું છે તે ઠાર; જેની મુર્છા વળે તે નાસે, ઉભો ના રહે સાર. જઇ જઇને કોઠામાં પેસે, એમ સહુએ ગયા; અભિમન્યુને ગર્વ આવ્યો ન મુછ કાકા થયા. કેવા સઉ હાર્યા મારાથી, મન મનસુબો કરતો; ધનુષ ટેકી મુઠી વાળી, મન વિચારજ ધરતો. ધનુષના છેડાપર મુકી, મુઠીપર છે ડાચુ; વાંકો વળીયો હડપચી દેઇ, નથી કામજ કાચુ. એહ વાત તો કૃષ્ણે જાણી, દાઝ્યું અંતઃકરણ; કયા કારણે અભિમન્યુ, તો નથી પામતો મરણ. જ્ઞાન દ્રષ્ટે પોતે જોયું, અંતર વાત વિચારી; કુંતાનો દીધેલો તાંતણો, કરેજ રક્ષા સારી. માટે તેને છેદ્યા વણ તો. કામ ન થાય લગાર; હવે તો શું કરવું મારે, વિચારે ગોપાળ. વલણ. રક્ષાકેરો તાર છે, તેહ કરે રક્ષાયરે; દાસ છગન શ્રોતા સુણો, શું કરે યાદવરાયરે.

## કડવું ૭૬ રાગ સામેરી.

શ્રોતાજન સઉ સુણજો વાત, આ કડવે છે મહા ઉતપાત; જનમેજયને સુણાવે ખ્યાત, વૈશમપાયન રૂષિ વાત. ધાર્યું છે મન પ્રભુએ એમ, કુંતી તાર રક્ષે છે નેમ; તેથી એ મરવાનો નથી. કોટી ઉપાયે મરૂ મથી. ગટારમચ્છે વિંટ્યોતાર ધનુ પણછ છેડે નિરધાર; તે તોડુ તો જીવે નહી, વિચાર એવો કીધો સહી, અખીલ જગત જનમેને મરે, આપ આપ કરમે આચરે, મરે વૃદ્ધ યૌવન ને બાળ, મારે શીર ન આવે ગાળ. નિમિત્ત સહુનાં જુદાં હોય, ક્ષય ત્રિદોષ કોઅળી જોયુપ; એમ સર્વથી હું તો પરો, પણ આ વેળા ઉંડો ધરો. મારે લેવી પડશે ગાળ, મન વિચાર્યું ત્યાં મોરાર; ધરી રૂપ ઉંદરનુ સાર, કુરૂક્ષેત્ર આવ્યા નિરધાર. રથ પાસે આવી ને રમે, નાચે કુદે ને મન ગમે, પરથસુતનુ ખેચ્યું ધ્યાન, કરતા હરતા શ્રી ભગવાન. રસ લાગ્યો રમતમાં ઘણો, એક ચિત્ત થયો દામણો; તેમ તેમ ઉંદર લટકા કરે, રથે ચઢે ને ભોમી પડે. રમત નિહાળી થયો તદરૂપ, તત્ર વિચાર્યું ત્રિલોક ભુપ; પાસે આવીને અડયા, ધનુષદોરી ઉપર ચડયા. ધીરે ધીરે આવ્યા જ્યાંય, છે રક્ષાનો તારજ ત્યાંય; ટગમગ કુંવર જોયા કરે, અરજુનસુત તો મટ ન ભરે. ધરી ધનુષ હડપચી સાર, વાંકો વળી જુએ તે ઠાર રક્ષા દોરે આવી કરી, ઉંદર રૂપે રીસજ ધરી. ધરા ચાંચમાં કાપી દોર, પ્રત્યંચા સહીત તે ઠોર; તેથી ધનુષ ઉછળ્યું સાર, થયું રીઠું ન લાગી વાર. ધનુ ઉછળતાં વિપરિત થયું, અણીયું હડપચી પેસી ગયું. વેંધી તાળવું ફોડી ખોપરી બ્હાર નિકળ્યું અણીયું જરી. પછ છુટતાં કર્યું ધનુ જોર, અભિમન્યુ ઉછાળ્યો તે ઠોર; નેત્ર ડોળા નિકળી પડયા, જાણુ તો ઉંચા ચહયા. નસો ખેંચાવા લાગી સાર. હાથ અને પગની નિરધાર;

તરસથી તે ભોમી પડશે, સઘળા કારણ નજરે ચઢશે. ઉતાવળો ત્યાં કહે જયદ્રથ દુર્યોધન તું જોરે દ્રષ; આપણા માર્યા વિના મુએ હવે દુર રહી શું જાઓ. વચન આપણું કરવા સિદ્ધ સર્વે ધાઓ સાથે નિધ; કહે દુર્યોધન ભાગ્યવંત અમો, તેરોષ ગુરૂજી જુઓ તમો. ગુપ્તી ગેડાને તરવાર. ધરી હાથ ઉપડીયા સાર; જોઇ બોલ્યા ગુરૂ દ્રોણ; નિચ કર્મ કરે તું કોણ. મરતાને શું મારે મર્મ, એથી થાશે અતિ અધર્મ; આપણ કો ઉભા ના રહો, મોરા સો મારગ લહો. કહે દુર્યોધન હો મહારાજ, ખરો દાવ આવ્યો છે આજ; નિશાની એની ના રહે, કટકા કરવા દુષ્ટજ ચહે. કહે દ્રોણ એ દુષ્ટજ કર્મ, એમાં નહિ આપણો ધર્મ એવા છતાં અધર્મ કરે, તો તેનું ફળ તુજને મળે. દુર્યોધન કહે ભોગવી લેશું. ધર્મ અને અધર્મ તે શું; આવ્યો લા ગજે જાવા હઉં, તો તે મુરખ હું કહેવાઉં. વલણ. મુરખ કહેવાઉ હું ઘણો, દાવ સાધુ જે નહિ રે; થવા કાળ સરવે થશે, પણ એને મારૂં સહીરે.

## કડવું ૯૭ રાગ સવેયો.

ધર્મ અધર્મ તે ભોગવી લેશું. સર્વે તત્પર થાત; સાત હજાર યોદ્ધા મારા, સર્વે સાથે જાવ. તે સુણી સર્વે ઉઠયા, ચારસેં અગનોનેર; નવાણું ભાઇના દીકરા, થયા સરવે મેર. કાતી કરવત કુહાડા છે, ફરસીને તરવાર; કરમાં ઝાલી સર્વે દોડયા, યોદ્ધા સાત હજાર. આપલ થઇ કુંવર પડેલો મુખે નવ બોલાય, ત્યાં આવી સર્વે દુષ્ટે, કરવા માંડયા ઘાય. એ અવજ્ઞાને કુંવર મન, લાગ્યું સઘળું દુઃખ; અરેરે મરતને મારે, બોલાતું નથી મુખ. દુષ્ટોને દયા ન આવે, વણ માર્યે થડીએ મરૂં; કલેશ કરતાં શુર ભરાયું, મરતાં કરતાં ન ડરૂં. ઇમ ધારી લાંબો પગ કરી, રથ પૈડું અંગુષ્ટે લીધું; સુતાં સુતાં જોર કરીને, ચાક ચડાવ્યું શીધું. વળતી તે માહ્યું દુષ્ટોપર, ધરી, અંતર રીસ; ચારસેં અગનોનેર સુનો કેરાં છેદ્યાં શીશ. તે સાથે સાત હજાર જોદ્ધા, સર્વે પામ્યા મર્ણ; તે દેખીને અતિ આનંદ્યા દ્રોણ અતઃકર્ણ. જો દુર્યોધન અધર્મ કેરાં, ફળ મળીયાં ભારી; અંધ સુત કહે તેમાં તે શું, મુઆ તો ખારી નવાણું તો રડવા લાગ્યા, દ્રોણ ગુરૂજી જુઓ; સર્વેને મારવા રાજી, તો એ કેમ ન મુઓ. દુષ્ટ કહે કે લક્ષમણો મુઓ, તેમાં વંશ શું જાશે; જો જીવતા આપણ હજી તો ઘણાએ પુત્રા થાશે. એવે સ્વર્ગથી વિમાન લેઇ, ત્યાં અપ્સરા આવી; અભિમન્યુનો જીવ કાઢી, લીધા શુક બનાવી. તેને લેઇ સ્વર્ગે ચાલી, રહ્યું ખોળીયું ધર્ણ; ઉછળતું તે બંધ થયું, કે, દુષ્ટે જાણ્યું મર્ણ. ત્યારે છત્રપતી એમ બોલ્યા, આયુધ ઝાલો હાથે બન્ને જયદ્રથ મારા, કોકો છે તમ માથે મારે હામ ન રાખી મનમાં, તમે એકલા શું [illegible]

એના અંગના કટકા કરી, પછી અહીંયા આવો. સુણી વાયે ખડગ ગ્રહીને, દ્રથ ભરી વાર; અભીમન્યુના શબ ઉપર, દેવા માંડયો માર સાર. જીએ જાણ્યું ભાણેજ મુઓ, પછી શું કારજ કીધું; હાથીનુંને દૈત્યનું, ત્યાં જાળ હરીને લીધું. એવે વાયુનંદને ત્યાં, દારૂણ દૈવત દાખ્યું; બે પગ ઝાલી અંગ કરીનું તરત ચીરી નાંખ્યું. પાતાળે અરજુને માર્યું, કાળજ્વરનું બાપ્યું; તેણે કરી તાંકુશી કેશ, નિસરીયો છે પ્રાણ. ગજને મારી ભીમ નાઠો વિચાર માડો, લાંબી ડગ હડી લેતો; ઉત્તમ કોઠે જયદ્રથ જોયો, કુંવરને ઘા દેતો ખાલી રથ નજરે પડતાં, મનમાં પ્રકટયો શોક; અભીમન્યુ દીકરા કહી, ડારમી મુકી પોક. પોક સુણી જયદ્રથેને, ભય પામ્યો મન માહે; અભીમન્યુ શબ પડતું મુકી, જીવ લેઇને નાઠો. એને નાસતો દેખી સર્વે કૌરવ જીવ લેઇ નાઠા; ભીમને દેખી ત્રાસ ઉપન્યા, ભય ભરેલા માઠા. શબ દેખી ત્યાં શુરવીર આવ્યો, વડો વૃકોદર વીર; ત્રાહ ત્રાહ કરી ભીમ ડાબે, હૈયુ ન રહે ધીર. પાંડવદળમાં શબ્દ પહોંચ્યો, આવ્યું સર્વે સેન; શોક ઉપન્યો સહુના દલને, કહેવાયે નહિ તેણ. ડેરા તંબુ ખબર થાતાં, સુભદ્રા કુંતા માત; ઓત્રા રાણી આવિ પડતાં આખડતાં નીજ સાથ. ધરમને દ્રોપદી સર્વ, શ્વાસ ભરેલાં જાય; અભીમન્યુ પડયો છે ને, રડે સર્વ સેનાય. ત્યાં આવતાં મડહુ દીઠું, પડતું નાખ્યું માય; ખોળે સુત સુભદ્રા લેઇ, રૂદન કરે છે ત્યાંય. સર્વ સહોદર રોવા લાગ્યું, ત્યાંનો હૈયા ફાટ; સુભદ્રા વિલાપ કરે તે, અવની વાળે ડાટ. વલણ. છાતી કુટે વલવલે, સુભદ્રા ઓત્રા નારરે; તે વિસ્તારે વર્ણવું, દૃદીવગીરી અપારરે.

## કડવું ૭૮ રાગ લલીત.

અરરર દૈવરે, કેર શો થયો, રણ રડવડી, પુત્ર કયાં ગયો; કરરર કાળજુ માહારૂં કહ્યું; અરર દૈવ આ શું યરે થયું. મરરર મોતતો માહારૂ નહિ, સરરર શત્રુએ ઘા દીધા સહી; તરરર તન આ માહારૂં તપે, ક્ષરરર ક્ષોભથી કાળજુ કંપે. વરરર વિરહે ધીર ધારતો, ઢરરર ઢાલથી જોર ઝાલતો, નરરર નર્કમાં તુજરે ગયો, ભરરર ભડતો સર્વમાં થયો. હરરર હાથ આ હું ઘસુ અરે, નરરર ના રહ્યો કિપાયરે હરે. ડરરર ડારીયું સેન સર્વને, ઠરરર ઠારી તો તેં નહિ મને.

## પંજાબી રાહ.

અહો હો લાડવાયારે બોલા બાળકા, હો મુજ જાયારે હવે પય વાડકા; હો જાયારે હગો તે દીજીયો. હો લાડકવાયારે. અંતર કોડો સીઝીયો. હો મુજ જનપવાનું ના રહ્યું, હો લાડવાયારે, દુઃખ નવ જાયે કહ્યું. હો મુજ જાયારે

દયા નહિ તુજને, હો લાડવાયારે. વને મુકી મુજને. વળી હો ઓત્રારે ત્યાં તે વસાવલી મુજ સ્વામીરે :રહી નહિ એક વલ્લે, ઉનાં ભોજનરે આછાં ઓઢણાં, આ તો કીધાંરે કાષ્ટે પોઢણાં. હો સુંવાળારે કાષ્ટજ ખુંચશે, પલંગ પથારી કહો કોણ સુઇ જશે. માતા વિલપેરે શીર કેશ કાઢતી, કુટે છાતીરે હૃદયા ફાટતી. રૂધિર રેલ્યોરે એમનો વહી જતા, કરે આક્રંદરે ત્યાં તો સહુ જણા, કુંતા દ્રોપતિરે ધર્મ રડે ઘણું ગટારગછત્રુરે રૂદન તો ભણું; બંધવ મારારે, મેં તુજને તજ્યો, તારા વિનારે સુની છે રાજ્યા. બંધુ બોલણારે, પોતાની બાંય છે, જોડસ્સું ખોડરે પડી તે કયાંય છે; ચોથે કોઠેરે કઠોર બુદ્ધિ થઇ, રીસ કરીનેરે બેઠો દુર જઇ. મેં ભુડું કીધુરે, હવે હું શુંય કરૂં, વિશ ખાઇ રે હવે હું તો મરૂં. ભીમ મનરાયોરે, અંતર ઘણું રડે; હું ભુલ્યોરે અરજુન તો લડે. શું મોઢુ રે તેને દેખાડશું, તે કરતાંરે કાયા પાડશું. સરવે ટળવળેરે કરે અતિ પરીતાપ, ઓત્રાનુર ઉડી ગયુરે કરે અતી, આલાપ.

---

## રાગ ઓધવજીનો સંદેશો.

પ્યારારે પિયુજી કેમ નથી બોલતા, આંટી મનમાં રાખી છે કંઇ નાથજો; એવું તો ના કીજે મારા નાથજી, હું અબળાને કોનો છે આધારજો. પ્યારા૦ દુઃખ દરિયામાં ડુબાડી હો નાવલા, તમે પહેલી કેમ ન પાડી મુજ કાયજો; કરમ કઠોરૂ અતિશે થઇને આથડયું, કેમ ન ડંખ્યો કાળો મણીધર નાગજો. પ્યારા૦ નિર્દય થઇને પોઢયા મુકી મુજને. બે ઘડીનાં સાલે મુજ પ્રીતજો; શણગારને હિંમત તે મારી સહુ ગઇ, થઇ હું તમ પાખે નિરધારજો. પ્યારા૦ એમ કહી હૈયાંને માથાં કુટતી, કરી કલ્પાંતજ ગાલ વડે ચોધારજો; તમારી સેવામાં મુજને તેડજો, હવે ન કરશો શુરા પીયુજી વારજો. પ્યારા.

---

## રાજીયો.

હેજી હાય હાયરે ગજબ આશો થયો, ઘોળે દહાડે થયો અંધકાર; અભિમન્યુ તે રણુ રોળાઇ ગયો. એ રાહ. સોના ઝારી તે જળની પડી રહી, કાધાં દાતણ નહિ તે લગાર અભિ૦ ત્રાંબા કુંડી તે જળની ઘણી, નાવણ કરી વેળા ... જાય. અભિ૦ ઉનાં ભોજન ટાઢાં તે થઇ જશે, તમો વિના કોણ જ... ન ફેંકે, કો...

.પયુ પાન બીડી મુખવાસને, સુના ઢાબડા અને સેજ સુની થાય. અભિ૰ ન્નીસમના મુજ ડોઢીયા, મઢી સુવર્ણ પાથર્યા ત્યાંય. અભિ૰ મઢી મશરૂએ ૰લાં કીધાં ઘણાં, ગાલ મસુરીયાં ગજીનાંજ હોય; અભિ૰ કાયા વાડી મારી રમાઇ જશે, તેનો ફુલ વીણનાર માળી કયાંય. અભિ૰ ચંદન ચુડી મારી હવે તરી, ઉતર્યા ઘાટ પાનેતર રંગ; અભિ૰ મારા શણગાર સહેજે સુના થયા, નવ ંગ ફીટી થયાં કાળાં અંગ. અભિ૰ તમો વિનાજ ભાવ કોણ ધારશે, કહી સ- વેએ કુટ્યાં કરમ; અભિ૰ રોતાં કુટતાં તો હઃ કંઇ રહે નહિ, સરવે વિચારી ધીરજ અભિ૰ ધરમ કરમ વિનાજ કાંઇ છે નહિ, મિથ્યા માયાતણો વ- ાર; અભિ૰ મન સમજી પતિ સેવા કીજીયે, પતિ એજ પ્રભુ નિરધાર. અ- ભ૰ વલણ. એમ વિલાપ સરવે કરે, પાતાળમાં શું થાયરે; દાસ છગન કહે સાં- ભળો, પાપી પ્રાણજ જાયરે.

## કડવું ૭૯ રાગ સામેરી ચોપાઈ.

પાપીને પાતાળે માર્યો, અરજુને તે વાર; એવે સરવે વિપ્રો આવ્યા, કરં- તા જયજયકાર. ૧ આશ્વાસન વદન કરી તેનું, માગી છે વિદાય; આશીરવાદ દઇ વિપ્રોએ, આપી છે આજ્ઞાય. ૨ પૃથ્વીકેરી કરી પ્રાર્થના, પારથને શામળીયા; [illegible] કષ્ટ કાપી, મ્રત્યુ લોક નિકળીયા. ૩ રથ આવ્યો મ્રત્યુ લોકે, અપશુકન તો દેખ્યા; ધ્વજા ઉપર કાગ બેઠો, ભય ભુંડા અતિ ભાસ્યા. ૪ વદે અરજુન આ શું થાયે, અહો હો જુગજીવન; મારે મન તો આવું ભાસે, હશે કંઇ વીઘન. ૫ પ્રભુ કહે કે ગાત્ર શીથલ છે, શી ગત થાશે મારી; લ્યો રથ હાંકો તમે પારથ, હું થઉં આભારી. ૬ એમ કહીને રથમાં સુતા, અરજુને રથ હાંકયો; કુરૂખેત્રની પાસે આવ્યા, કલેશ રહે કેમ ઢાંકયો. ૭ રથ દેખીને સૈન્ય લોકે, કહી ધરમને વાત; પ્રભુને પારથ બે આવ્યા, જાણશે સઘળી ખ્યાત. ૮ માટે સરવે શાંત થાઓ, ચોંકે નહિ અરજુન; કુંવરને વસ્ત્ર ઓરાઢી, જાઓ ડાહ્યા જન. ૯ વાયુ વેગે રથ આવે છે, મળીયા તેને સર્વ; ખબર પુછી અરજુને ત્યાં, છે સહુ કુશળ ધર્મ. ૧૦ પણ મુખ સહુનાં ઉડી ગયેલાં, જોઈ વહેમ ભર્યો, કોનો રાકયો ના રહ્યા ને, ચક્રાગઢમાં આવ્યો. ૧૧ ધિરજ સરવે દેવા લાગ્યા, સેનતણા જે લોક; સુભદ્રાથી ના રહેવા- યું, મુકી કારમી પોક. ૧૨ સરવેને રડતાં નિહાળી, આંસુ વહ્યાં લોચન; સુભદ્રાને કહેવા લાગ્યો, લાગ્ય ગોઝારી તન. ૧૩ પાસે જઇને વસ્ત્ર ખેચ્યું, દીઠો છે નિજ [illegible]ળકળીને રોવા લાગ્યો, ભાગ્યું મુજ ઘર સુત્ર. ૧૪ વલણ. પુત્ર મરણ નિ- [illegible]ગયો એભાંનરે; ચક્કરખાઇ પૃથ્વી પડયો, ના રહી શુદ્ધ ને સાનરે.

## કડવું ૮૦ રાગ રામગ્રી.

સુત જોઇ પારથ વલવલે, થયો મન ગભરાટ; હાય કહી પૃથ્વી પડયો, ઉર વાળ્યો ડાટ. સુત૦ ૧ કરમ ફુટયું માહરૂં, તુટી ભવની આશ; હાંરે હું તો એમજ જાણતો, બેશ થાશે પાસ. સુત૦ ૨ આજ કાલમાં મોટો થશે, જાશે સરવે દુઃખ; ભાગ્ય ભળશે માહારૂં, થાશે ભવનું સુખ. સુત૦ ૩ એહ આશાએ દિન કાઢીયા; આજ થયા ગ્રહ વાંકા; મુખ સુકાતું ભાઇ ભાઈ કહે, તેહ થયો તુ રાંકા. સુત૦ ૪ બાળપણે ડહાપણ ગણું, શુર પુર યશવંત; ઉછંગ બેસી કો બોલશે; કાલાં વહાલાં વચન. સુત૦ ૫ દગો દીધો હો દીકરા, કર્યું જીવતર વ્યર્થ; વિયોગે રાખ્યો મુજને, ન સર્યો એકે અર્થ. સુત૦ ૬ પાતાળ મોકલી મુજને, ગયો વાત વિશ્રામ; શુંય કરૂં હું તે. મરૂં, ભાગી મારી હામ. સુત૦ ૭ નારીશું રોષે ઘણું, કહે કડવાં વેણ; ગોઝારી કર્મહિણ તું, કેમ રોકયો ન તેં. સુત૦ ૮ અધમ વચન બોલ્યો ઘણાં, વિરહ દુઃખ અપાર; જીભ ઘાલી દંતમાં, પડ્યા મુર્છના સાર. સુત૦ ૯ કુંતા ધરમે ધાઇને, લીધો ખોળામાંય; અંગુલી મુખમાં ધરી, ત્રાહ્ય ત્રાહ્ય વદે ત્યાંય. સુત૦ ૧૦ પ્રભુએ વિચાર્યું તે અવસરે, મરશે અરજુન નેટ; ભુ ભાર હલકો કો કરે, મારે મરવું મેઢ. સુત૦ ૧૧ વેણ આપ્યું સેહેદેવને, મિથ્યા તે કેમ થાય; માટે મરવું સર્વથા, આગતો હોલવાય. સુત૦ ૧૨ કર્તા અકર્તા અન્યથા, કરે તેને શીવાર; જાણીને જુક્તિ કરી, અતિ કલેશ અપાર. સુત૦ ૧૩

## કડવું ૮૧ રાગ છંદ.

એકકેરૂ ચાલતુ તું, તેહમાં બીજું થયું; હોહા થઇ ધાંધલ થયું, ને ધરમ કુંતા આવીયાં. ૧ અરજુન ભોમીમાં પડેલાં, તેણે કાને સાંભળ્યું; ભાણેજ દુઃખે જીવ તજવા, કાનજીએ આદર્યું. ૨ સાંભળીને શબ્દ ભયભિત, ઉઠીયો બ્હેબાકળો સ્નેહ મનમાં સાંભર્યાથી, પુત્ર શોકજ બેભર્યો. દોડિયો દડબડ કરી, હરબડ હડી તો દેઇને; આવ્યો જ્યાં શ્રી કૃષ્ણ કર, કટાર પડિયા વેહને. ૪ આકળો બ્હેબાકળો, કટાર ઝાલી તે કહે; હાંહાં કરો શું પ્રિય મારા, હોણહાર થયે કરે. ૫ જર્ણુ મર્ણને પણ તેમાં, કોઇનું ચાલે નહિ; લાગુ તમોને પાય હું તો, કરો ક્ષમા હાવે સહી. ૬ એટલે જદુકુળપતિ ત્યાં, બોલીયા આદર કરી; તમે મરવું આદર્યું તે, સાંભળી હિમત ખરી. ૭ ઓછું ન લાગત મુજને, નહિ ભાગતા મુજ ચરણુતો, તમેય મ્રત્યુ આદર્યું તો, ધારિયું મેં મરણ હો. ૮ કલેશ સુણી તમતણો, માહરૂં મનમાં લાગિયું; તેથી તારે કારણે મેં, મ્રત્યું મનથી તાકિયું. ૯ મરત મોહ્યું તે તેમાં, કોઇનું ચાલે નહિ; હ્યો કલેશ હાવે નહિ કરૂં, જેમ તેમ મન વાળજો તરૂં કે,

ત્યં એની એમ ભક્તિ, પુત્રથી વ્હાલા પ્રભુ; તો કેમ વશ થાયે નહિ, બ્રહ્માંડ હતણો વિભુ. ૧૧ એમ કહી થઇ શાંત સરવે, દેન દેઇ પુત્રને; યમુનામાં અસ્તુ ઠારી, ક્રીધી સુચિ સુત્રતે. ૧૨ લોકિક રીતે તંબુ આવ્યા, પાંચ સહ ભગવાન તો, સુન મુન સરવે સામ સામા, તેજ બેઠા છેજજે. ૧૩

## કડવું ૮૨ રાગ હુલારી.

વૈશમપાયન રૂષિ કહે, જનમેજયને વાત; એક ચિત્ત રાખી સાંભળજે, દ્રોણ પરવની ખ્યાત. ૧ સુન્ય સુન્યાકાર સહુ તે, શોક ભરેલા તે દીસે; બોલે ચાલે કો નહિ, ને શોક ભરેલા દીસે. ૨ અનુચરે ક્ષીમા ક્રીધી, સુજ્ઞ સેવક વળીયા પાંચે પાંડવ પાસે જઇને, તેતો ત્યાંહે ખળીયા. ૩ પછી વચ્યા તે મુખ એવું, ઉઠો સરવે સાથે; કડવે મોઢે બળે કોળીયા, ભરી લ્યોને હાથે. ૪ પ્રભુ કહે કે ઉઠો અરજુન, ઉઠે સરવે વીર; કુન્તા દ્રૌપદી સુભદ્રા, સહુ ઉઠો આણી ધીર. ૫ એકલો અરજુન નવ ઉઠે, જોઇ વધ્યા ભગવાન; અહો અરજુન મમત મુકો, વિચારોને જ્ઞાન. ૬ કોના બેટા કોની નારી, કોનાં છે માબાપ; સગાં સહોદર સરવે મળીયાં, મિથ્યા છે સંતાપ ૭ હોય તમારો દીકરો તો, મુકીને ના જાય; ભ્રાત ભગિની મા તહારા, રૂણ સંબંધે થાય. ૮ મિથ્યા મોહે મારો કહો છો, અમથા મરો મથી; રડો કકળો ચાહે તે કરો, તોપણ મળવો નથી. ૯ જે ગયું તે ગરડ ગફ, નથી પહોચ્યાનો પારવાનો; જે ગયું તે સર્વને દુર્લભ, નિશ્ચે વાતજ માનો. ૧૦ તમે ઉઠો તો સરવે ઉઠે, એક મતે ન થાવો; જીવતું હોયે જીવતા ગતે, મુઉ મુખા ગતે લાવો. ૧૧ ત્યારે અરજુન કર જોડીને, બોલ્યો તેણીવાર; આતમા ચેતન સરે કે નહિ, દ્યો ઉત્તર તે સાર. ૧૨ પ્રભુ કહે અજર અમર, અછેદ ને અભેદ; પાવક માંહે નવ પરજળે, કહે શાસ્ત્ર ને વેદ. ૧૩ અછેદ અભેદ અજરામર આત્મા, તો સુતનો છે ક્યાંય; દગો દઇ મુજને ગયો, તે મળવો કયાં. ૧૪ કૃષ્ણ કહે કે કલેશાજ એમાં, તુજ સગો ના થાય; જે જ્યા જાયે ત્યાંનો થાયે, એમ વધ્યા જદુરાય. ૧૫ એ દીઠા વિણ અન્ન જળ મારે, હરામ છે પ્રભુ આજ; જો જમાડવો હોય મુને તો, દેખાડો મહારાજ. ૧૬ મમત મનમાં ઝાલ્યો જાણી, ધ્યાન વિમાનનું ધરીયું; આવી હાજર થાતાં બન્ને, બેસી સ્વર્ગે સરીયું. ૧૭ અપ્સરા મ્હેલની કને જઇ, ખડું રહ્યું તે ઠાર; કૃષ્ણ કહે સામા મંદીરે, પીંજર તુજ સુત સાર. ૧૮ પોપટ રૂપે થઇ રહ્યો છે, તેને જઇ બોલાવો; તવ અરજુન તે ત્યાં સંચર્યો, નિજ સુત લેવા સુત કેૃ ૧૯ પોપટ પાસે આવી બોલ્યો, ઓ અભિમન્યુ તન્ન; મુકી મુજને અહીં મુકયાં શું, શું લાગ્યું તુજ મન. ૨૦ પીંજરમાંથી પોપટ બોલ્યો, મુરખના સ-

રદાર; ગલ્યાં તાલ્યાં જેમ તેમ બોલે, જાતે અહીંથી બહાર. ૨૧ શુક વ ળી અરજુન બોલ્યો, તુજ ઇશ્વરની આણ; અભિમન્યું તું ખરો કે નહિ, સાચી વાણ. ૨૨ કહે પોપટ માનુષની દેહે, નામ મુજ અભિમાન; પંચભુત તુ વિષે નિપન્યું, તે મુકયું તે જાણ. ૨૩ તેને અગ્નિ મુકી બાળી, હાથે કીધું છાર; પછી સગપણ શોધી આવ્યો, એ તુજને ધિક્કાર. ૨૪ આત્મા તુજથી બનેલો, શરીરકેરી સગાઇ; તુજથી નિપજ્યું તે ત્યાં મુકયું, નહી બાપ દીકરો ભાઇ. ૨૫ દીકરા દીકરા કહેતો રહેજે, નહિ રહે તારૂં માપ; કહે અરજુન આ શું બોલે તે, બદલાયો શું આપ. ૨૬ શુક કહે કે લખ ચોરાશી, સ્થાવર જંગમ પ્રાણી; વનસ્પતિને પશુ, પક્ષિ, કીટ પતંગજ પ્રાણી. ૨૭ કેટલીવાર મનુષ્ય દેહ પામ્યો, ને થયો તુજ બાપ; મારો બાપ તુંને મેં કીધો, ફરતા ફરતી આપ. ૨૮ મારૂં તારૂં મિથ્યા જાણે, માયાની જંજાળ; દીવા પુંઠે અંધારૂં તે, સુઝે નહિં લગાર. ૨૯ જગતરૂપી કેદખાનું, ઘરરૂપી ઓરડીઓ; જીવરૂપી ગુન્હેગાર જે તે, કાયા બેડી પડીયો. ૩૦ બે ચાર પાંચ દશ કેદી માટે, ઓરડી છે એકેક; એકેક ઘરમાં બે ચાર છ દશ, સંબધી વિવેક. ૩૧ પાસ વસેલો કેદી તેતો, એકેકનું દુઃખ જાણે; આમન સામન દુઃખે દાઝે, પક્ષ એકેકની તાણે. ૩૨ અરસ્પરસ હેત દેખાડે, એકેકનું શીર ચાંપે; સુખ દુઃખની વાતો કરતા, હેત અન્યોઅન્ય વ્યાપે. ૩૩ તેજ પ્રમાણે સગાં સહોદર, ચાકરી સેવા કરતાં; લઢી વઢી કે હસી રમીને, દીવસતો નિર્ગમતા. ૩૪ જેટલા દીની પ્રજા હોય તે, વિતે છુટી જાય; રહ્યા કેદી જેલમાં જે, તેની ખબર લેવાય. ૩૫ રેલગાડી સાથ જેવો, દીસે છે સંસાર; સ્ટેશન આવ્યે ઉતરી જાયે, રહે સ્નેહી તેવાર. ૩૬ એ રીતે જીવ દેહથી છુટી, નિકળે છે બહાર; માત તાત ભગિની દારા, તેને ન સંભારે લગાર. ૩૭ કેદી જેલ જવા નવ ઇચ્છે, મનથી પોતે ત્યાંય; દૈવ જોગે ફસાય ત્યારે, તેનો નહિ ઉપાય. ૩૮ એવી રીતે આ જગતનું, જાણો સગપણ કાચું; અજ્ઞાન જીવને જ્ઞાન નથી તો, તેને લાગે સાચું. ૩૯ તું નથી કોનો કો નહિ તારૂં, નીકળને તું બહાર; સત્ય માનજે આજથી તું છે જુદો સંસાર. ૪૦ ખવરાવી પેહેરાવી ઉછેર્યો, મોહ ચઢયો તો મુને; બદલો લેવાની આશાએ, મેં ઉછેર્યો તુને. ૪૧ તવ પોપટ ફરીથી બોલ્યો, નાદાન બદલો ઇચ્છે; ચકલાં ચેણ બચ્ચાંને આલે, મોટાં થયે ના પ્રીછે. ૪૨ તેહ કરતાં મનુષ્ય નિર્લજ, હક્ક રાખવા જાય; પરણ્યાં પાળે જણ્યાં જીવાડે, તેમાં તે શું થાય. ૪૩ હેત આણી બોધ દીધો, પારથ સમજ્યો મન; મહેલમાંથી તેહ નિકળ્યો, ત્રિગ તો નિજ તન. ૪૪ કૃષ્ણ કહે કે અહો બનેવી, તમે અહીંયાં આવો; કેઈના તઉં કે,

નાળો, મિથ્યા મોહ ફુલાવો ૪૫ સગુ જાણી વાળમી રહ્યા, સત્ય પંથ ,વો; અભિમન્યુના ઉપદેશે, મારો આત્મા ધ્રુજ્યો. ૪૬ અવસ્થા મેં જનમ્ય ગુમાવ્યો, સાચી ગણી ઠગાઇ; સરવે મળી સંસારે રાખ્યો, એ છે બધી ઠગાઇ. ૪૭ વર્ણનું. ઠગ થવાને હું નહિ આવું, પહોંચ્યા મનના કોડરે; દાસ છગન કહે બોલજો. જેજે શ્રી રણછોડરે.

## કડવું ૮૩ રાગ સાખી ચોપાઈ.

વેણ અરજુનનાં સુણી, કને ગયા શ્રી કૃષ્ણ; કર ગ્રહી વૈમાન બેસારી, આવ્યા કૃષ્ણ. ૧ અરજુનને ઉદાશ દેખી, સર્વ સ્નેહી વલવલે; દેખી અરજુન એમ બોલ્યો, ફોગટ સરવે ટળવળો. ૨ હું ન તમારો તમે ન મારાં, હુલાવી ફરી ચડાવ્યો; ખરી વાત સુઝવા ન દીધી, માયામાં અથડાવ્યો. ૩ વેણ સુણી ભીમ કહે કૃષ્ણને, આવું બોલે કેમ; કૃષ્ણ કહે વૈરાગ્ય થયો છે, વળગોને જેમ તેમ. ૪ એટલે કુન્તા ધરમ દ્રૌપદી, ભીમ નિકુળ સહદેવ; સહુએ મળી કરગરવા લાગ્યાં, તે વેળા તતખેવ ૫ પણ કોને મનમાં નવ લેખે, અંતર થયું પવિત્ર; તેને માયા રંગ ચઢાવા, કૃષ્ણે કર્યું ચરિત્ર. ૬ અહો પારથ જમવા ઉઠો, ભુખ્યા ક્યાં લગી રહીશું ગુણવંત અભિમન્યુને, સંભારીજ રડીશું. ૭ શુરો પુરો રણધીર શરણે, દાંગવને રાખેલો; મારા સાગા જુદ્ધે મચીયો, દ્વારીકાં આવેલો. ૮ હરણ કીધું સુરેખાનું, હરાવ્યા યાદવ કારણ; કરણ અને દુર્યોધનને, વાંજ કરી પામ્યો મરણ. ૯ નવાણુંને કર્યા વાંઝીયા, સુત સે ચાર ઇગ્નોતર મારી; સાત સહસ્ત્ર યોધ મારી, ધરણ ઢળ્યો બળ ભારી. ૧૦ પ્રાક્રમ એનાં પાર ન આવે, બદલો વાળી મુઓ; તે પણ મુઓ પોતાને આપે, ધ્યાન ધરીને જુઓ. ૧૧ એના મરણનું દુઃખ નથી પણ, મને વ્યાપે રીસ; મુએલાને કોણે માર્યો, ઘા પડ્યા દશ વીશ. ૧૨ ભીમ કહે ઘાત કરતો, જયદ્રથને મેં દીઠો; રીસ બહુ છે મારા મનમાં, મરણી મારૂ હેઠો. ૧૩ તે સુણીને પણ કર્યું ત્યાં, પારથે તે વાર; સુર્યાસ્ત સુધી ન મારૂ તો, બળી મરૂ હું સાર. ૧૪ જો વચન હું ના પાળું તો, ગૌ બ્રહ્મ હત્યા પાપ; પણ કરીને જમવા ઉઠ્યા, જમ્યા સહુએ આપ. ૧૫ એહ વાત ગઇ કૌરવ દળમાં, જયદ્રથને લાગી બીક; દુર્યોધનની પાસ જઇને, કહે હૈયે હીક. ૧૬ મને ઉગારો કોઇ પ્રકારે, કાલે દેહ પડાશે; સત ભ્રાતૃની એક બેન તે, આ ઘડીએ રંડાશે. ૧૭ મુએલા ઘા કરાવ્યા, તે અરજુને જાણ્યું; તેં કુબુદ્ધિ મને આપી, ભગની દુઃખ ન આણ્યું. ૧૮ અંધ સુત કહે થોડું બોલો, મરો તો પેંજાર મારી; હું રહ્યો તો સરવે થાશે, જેજેકાર તારે. ૧૯ જયદ્રથ કહે કાંઇ વિચારો, શરણે આવ્યો તારે; સંતાડો કોઠામેં અ મુક્યો, ન જાન ન મારે. ૨૦ ફુલણીઓ દુર્યોધન બોલ્યો, જરાય ભય નવ ધરમે; સુર્ય આ

શો; સાતમે પાતાળે સંતાડુ, કો રીતે ના કરશો. ૨૧ શતરૂ મરશે વણુ મે સામે મુજને થાશે; સાત કોઠાના સાત મારથી, તેડ્યા ત્યાં નિજ પાસે. ૨૨ ળ્યા તવ કુબુદ્ધિ બોલ્યો, સહુ ચાલો પાતાળ; સાત કોઠાની પેડ રહેજો, હણો ન્તા બાળ. ૨૩ સરવે ઉઠા તત્પર થાઓ, જુક્તિ ઝાઝી લાવું; શલ્ય કહે કે તપ જઇને, હવણાં પાછો આવું. ૨૪ એમ કહી પાંડવ મામે, છડીદાર સમજાવ્યો; ગુપ્ત રીતે અરજુનને કહેજે, જયદ્રથ પાતાળ કહાવ્યો. ૨૫ તમારૂં હિત તાકી મામે સંદેશો આ કહાવ્યો; ગુપ્ત રાખવા મને કહ્યું છે, એમ કહી તે આવ્યો. ૨૬ એટલે આયુધ લઇ શલ્ય મળીયો, દુર્યોધનને સાર; ચાલો પાતાળે પરવરીયે, થનાર હોય તે થાય. ૨૭ દ્રોણ કરણ કૃપ અશ્વસ્થામા, દુર્યોધન જયદ્રથ શલ્ય; પાતાળ વિશે પરવર્યા, તે આવ્યા અતળભલ્ય. ૨૮ અતાળ પતાળે દ્રોણ મુકયા, દીધી ઝાઝી શીખ; યુદ્ધ કરજો અરજુન સાથે, વખત કાઢજો વિશીષ. ૨૯ વિતાળમાં ગોર કૃપને મુકયા યુદ્ધતણી શીખ દેઇ; સુતળ રાખ્યા અશ્વસ્થામા, યુદ્ધ કારણ તેઇ. ૩૦ તલાતલમાં કરણ મુકયો, યુદ્ધ ટકાવા સાર; રસાતાળને ખાલી મુકી, ગયા મરૂતલધાર. ૩૧ તે છઠ્ઠા પાતાળે શલ્યને, ઝાલી શીખ દઇ રાખ્યો; સાતમે પાતાળ જઇ અંધ સુત, જયદ્રથ સાથે ભાખ્યો. ૩૨ ભય ભરેલા સરને કાંઠે, બેશી વિચાર કીધો; સરોવરમાંથી કમળ લઇને, ઘટ માટીનો લીધો. ૩૩ તેમાં થોડું જળ ભરીને, કમળ દાંડી મુકી; જયદ્રથનું રૂપ સુક્ષ્મ બનાવી, મધ્યે મુકયે હુકી. ૩૪ દર પાંખડીએ દશ દશ યોદ્ધા, મંત્રતણા ત્યાં મુકયા; ત્રણસેં વીશ એમ રક્ષણ કરતા, આયુધ બાંધવા હુંકયા. ૩૫ પછી તે ઘટને સરોવરમાં, મધ્યે તરતો મુકી; પોતે ચાલ્યો પાંચમે પાતાળ, યુદ્ધ કરવા રહ્યો હુકી. ૩૬ એટલે રાત્રી પુરી થઇને, ઉઠ્યા ભ્રાત; કુન્તાએ રશોઇ કીધી, જમ્યા સહુએ સાથ ૩૭ વલણ. આયુધ લઇ તત્પર થયા રથ જોડ્યા ગોપાળરે; છડીદારે વાત કહેલી, તેથી વળ્યા પાતાળરે.

## કડવું ૮૪ રાગ આશાવરી ગોડી.

રથે બેઠો અરજુન ભુપ, તેનો હાંકે છે શ્યામ સરૂપ; ભીમ ગદા મહી આવ્યો સાથ, ભોમી સ્તવન કર્યું નર નાથ. ૧ થયો મારગ રથ ઉતરીયો, પ્રથમ પાતાળે તે પરવરીયો; કીધો દ્રોણને નમસ્કાર, ધન્ય બુદ્ધિ ગુરૂ તમ સાર. ૨ વિધ રથીનું છોરૂ માર્યું, ધિક્કાર તમે ન વિચાર્યું; નાદાનસુ થયા નાદાન, મુછ ગઇને ઉતર્યા માન. ૨ ક્રોધા પારથ બોલ કાઠા, દ્રોણ ઓશીયાળા થઇ નાઠા; બીજે પાતાળ કૃપાચાર, કહે ભીમ એતો સત્તાહકાર. ૩ નમ્યો ગોરને અરજુન સાથ, નમાં દીધ પસાય; ત્રીજે અશ્વસ્થામા માડા, જુથ જોઇ ત્રણેનું તે ના ઉભો છે શાય કરણ, સુત બે પામ્યા તુજ મરણ; શું મોઢું લઇ આ ન કે કે, 

રારમાયો કરણ, ત્યાંથી તેણે ૦

.ા ભેગા થયા. ૬ જોઇ ત્રણેને ડર્યો ૭.

.ગુ હરાવ્યા ગુરૂ દ્રોણ, મને મારે તો ર

નાઠો, છઠે પાતાળ છે શસ્ત્ર કાઠો; મામો

.ારૂ પળીયા. ૮ એમ કહી થયો વિદાય, વાહ્ય.

આવ્યા તે પાતાળ, ગરવ થયો અરજુનને તે કાળ.

માઠા, જીવ લઇને તેલો નાઠા; મારા જેવી કોની નથી મ.

.તો ઝાઝા. ૧૦ એમ વદ્યો મન અહંકાર, તે તો જાણ્યું જગદા-

રજુન કરૂં હું કહેર, કયાં છે શતરૂ મારી નાંખું ઠેર. ૧૧ અહંકારે

ા, મદ મધવાનો હર્યો માધા; તો અરજુન છે શા લેખે, તુજ શતરૂ કું

૧૨ જોઇ પારથે બાણ ચઢાવ્યું, મુખ અહંકાર વેણ કઢાયું; જુવો જુ

ાય, એક બાણે મારૂ ત્યાંય.

## કડવું ૮૫ રાગ ઢાળ સામેરી.

એમ કહીને બાણ માર્યું, ઘડા લગભગ થાય; પાંખડીકેરા યોપ ક્રિયાથી,
આડો જાય. ૧ બીજાં ત્રીજું ચોથું મેલ્યું, પણ ના થાયે .ઘાય; ત્યારે ક્રોધ
પગણીતાં, મેલ્યાં બાણ પસાય ૨ તે પણ આડાં જાવા લાગ્યાં, મનમાં ધા-
અનેક બાણજ મારી થાકયો, વાગ્યું નહિ તે એક. ૩ એવે છ ઘડી દીવસ
.રીએ ખેલજ કીધે; સુદર્શન પોતાનું મુકી, ભાનુ ઢાંકી દીધો. ૪ તવ પા-
બાણ મારવાં, બંધ કર્યાં તે વાર; વચન ગયું જીવી શું કરવું, બળી મરવું
૨. ૫ કહે કૃષ્ણકે ચાલો ભાઇ, કુરૂક્ષેત્રે જઇએ; રથ હંકારી થંભે આવ્યા, બ-
ળવાનું મન કહીએ. ૬ વાત જાણી સહુ સગાંએ, તેતો દોડી આવ્યાં; કુન્તા સુ-
ભદ્રા ધરમ દ્રૌપદી, આંસુ સરવે લાવ્યાં. ૭ સેદેવ નીકુળ ભીમ સાથે, સહુ રડે તે
ઠાર; ભીમ આડો થઇને ઉભો, નહીં બળવા દઉં સાર. ૮ એટલે અરજુન બો-
લ્યો, મને મરતાં રોકે; બ્રહ્મહત્યાનું પાપ તેને, પાપ ભયે ભીમ થોભે ૯ કૃષ્ણને
પુછે ભીમ ભાઇ, હવે કરવું કેમ; કૃષ્ણ કહે કે મરવા દઉં, મનમાં રાખો નેમ. ૧૦
સાંજ પડી જાણી દુર્યોધન, પાતાળ વિસે ગયો; બનેવીને બહાર કાઢી, સંગે લઇ
.યો. ૧૧ નિજ તંબુએ આવી ત્યાંતો, શંકટ વ્યુહ કર્યું એક; શકટાકારે યોધ ગો
., છત્રક્ષકેરો છેક. ૧૨ તેની વચ્ચે ગાડું તેપર, પેટીમાં જયદ્રથ; બે બાકોરાં
મુકયાં, કપટી વીરવડ હથ. ૧૩ ગાડું હાંકી સરત્રે આવ્યા, ચેહ રચી તે ઠાર
ન બળી મરે છે, તે જોવા નિરધાર. ૧૪ ધીરજ છે સરવેને હૃદયે, સ
.કે: સુર્ય આથમે બાણ મહે નહિ, ધીર સરવે હુકે. ૧૫

.., નિજ થંભે થોભ્યા; અર .

નવે છબીલો છાના બોલ્યા, ભીમ ભા૦

કર બાણુ ઝલાવો. ૧૬ તે ઉપર ત્રણ

ને શીવરૂપનો, કથી આગ્રહ એકેક. ૧૮

વડી; સન્મુખે શતરૂ આવ્યો છે, મારે શર હ઼ઇ

નારૂં, પણ સુરજ નવ હોય; પારથ બળે તો તમને ।

.. ૨૦ કહે કૃષ્ણ કશુલ્લ મારે, વેણ અરજુન નવ ચુકયો; કા૮

ડકી, તેમાં અગ્નિ મુકયો. ૨૧ પછી ધર્મને પગે લાગ્યો, આજ્ઞા આપો

રમ કે મને ન પુછો, મારી ના રહે ધીર. ૨૨ ત્યારે વ । ભીમ જાણી,

ગ્યો પાય; અહો બંધુ બળવાની તો, આપોને આજ્ઞાય. ૨૩ ભીમ કહે

આપું, સતવાતે નવ ડરવું; તમારાં આશુધ દેખી, નિત્ય મનમાં બળવું.

રે હ્યો હાથે હથીઆરો, તો આપું આજ્ઞાય; અરજુને હલાહલ લીધાં, ધનુષ

કરમાંય. ૨૫ ભીમ કહે કે અવસાન વેળા, ખુશ કરો મુજ પ્રાણ; લટક

જોવા ઇચ્છા, એક ચઢાવો બાણ. ૨૬ ત્યારે નરે બાણ ચઢાવ્યું, ભણો કાળ..

મંત્ર; એટલે નર કાળજ્વર ભણીઓ, ભણો વાયુ શીવ મંત્ર. ૨૭ અરજાને

મંત્ર ભણીયા, પ્રેમ પ્રતિમન મોહ્યું; ભીમ કહે કે કહો શામળા, કહી સામું જો

૨૮ કૃષ્ણ પોતે મનમાં સમજ્યા, કામ અવધુત કીધું; સુર્ય ઉપર સુદર્શન મુકે

તેને તેડી લીધું. ૨૯ તવ ઘડી કાલે દીન દેખાયો, થયું સુર્ય દર્શન; તે દેખીને

રવ નાઠા, ભેગો દુર્યોધન. ૩૦ સંકક વ્યુહના યોદ્ધા તે તો, સરવે નાશી જાય; ।

કટ ત્યાં પડયું રહ્યું છે, જત્રદ્રથ પેટી માંય. ૩૧ તેણે જાણ્યું રહ્યા એકલો, હું પણ

નાસું સાર; માથુ મારી કમાડ ભાગી, ડોકું કાઢયું બહાર. તે જોઇ ત્યાં પારથે

મન, એવો કર્યો વિચાર; સુર્ય શતરૂ સન્મુખ છે, ને શર કરમાં તૈયાર. ૩૩ તુરત

તેણે ત્યાં માર્યું, જાએ ગરૂડાગઢ; તેણે શીર છેદી જયદ્રથનું, ગગન ઉરાડયું ગુઢ.

૩૪ જયદ્રથ પીતા વૈદ્રથ નામે, તે તપ કરે વન; તેને તો વરદાન છે કે, સુતનું સુ-

ણે મરણ. ૩૫ તે વેળા શીવમંત્ર હોય તો, પડે તેનું શીશ; તેથી તેની પાસે મ-

સ્તક, પડયું જઇ પૃથ્વીશ. ૩૬ નેત્ર ઉઘાડી બાપે જોયું, તવ દીઠો કુમાર; શીવનો

મંત્ર શર ઉપર છે, તો શીર વૈદ્રથ પડયું સાર. ૩૭ અરજુનકેરૂં વેણ પળીયું, ગ-

યો પોતા ઠામ; સેનસહિત સઉં તંબુ આવ્યા, સાથે છે ઘનશામ. ૩૮ અભિમ-

ન્યુનો ચકાવો તે પુરણ પુરો થાય.

# સમાપ્ત.